# હિંદના દેશાજનનો ભોમિયો.

## પ્રથમ ભાગ.

---

(ગૂજરાતી પાંચમા ધોરણના વિદ્યાર્થીઓના
ઉપયોગ સારૂ.)

અમદાવાદ
આર્યોદય પ્રેસ.
વેચનાર,
બુકસેલર મોતીલાલ મગનલાલ.
રીચીરોડ—અમદાવાદ.
જુલાઈ ૧૯૦૧. સંવત ૧૯૫૭
મૂલ્ય પોણા બે આના.

# હિંદના દેશજનનો ભોમિયો.

---

**દેશજન**—(દેશજ=દેશમાં જન્મેલો)–દેશી+જન. હિંદુસ્તાનનો વતની–રહેવાશી; ભારતવાશી.

**હિંદનો દેશજન**—હિંદુસ્તાનનો વતની, જે આ દેશમાં જન્મ્યો છે અને જેને આજ દેશની ભૂમિ ઉપર મરવાનું છે, તે પછી ગમે તે જાતનો, ધર્મનો કે આચારવિચારવાળો હોય તે પુરૂષ.

**ગામડું**–(સ–ગ્રામ્ય; ગુ ગામ. ) જ્યાં વસ્તી થોડી હોય અને વેપાર રોજગાર થોડો ચાલતો હોય તે સ્થળ.

**સામાન્ય**—(સં–સમાન=સરખું); સામાન્ય–સમાન. સર્વને લગતું, સાર્વજનિક; એકજ ધર્મ અથવા જાતને લગતું નહીં તે.

**હિત**—(સં). લાભ; ફાયદો.

**અભ્યાસ**—(સં.) વિદ્યાભ્યાસ; કેળવણી; શિક્ષણ; અનુભવ.

**ગાંઠ**—(ગ્રંથિ સં.) બંધન; પ્રેમ; પ્રીતિ; ગાઢો સંબંધ; ગાંઠથી જેમ દોરી સખ્ત થાયછે તેમ પ્રેમની ગાંઠ એટલે ગાઢા સંબંધથી એક બીજાનો ભાવ વધે છે.

**ગાંઠ બંધાવી**—ધાડો સંબંધ થવો.

**આચારવિચાર**—રીતભાત (સં.)

**મંડળ**—(સં-મંડળી) ટોળું; જુથ.

**મંડળનું ઐકય**—ટોળીનો સંપ; એક મત.

**હરેક વર્ગે**—બધાએ; કુલિન યા અકુલિન, વિદ્વાન અથવા અભણ, હિંદુ અથવા મુસલમાન, પારસી કે યાહુદી અને અંગ્રેજ; બ્રાહ્મણ, વાણિયા, કે પાટીદાર, વૈષ્ણવ કે જૈન.

**પાડોસી**—પાસે રહેનાર. નજીકના વતનનો.

**ઓળખાણ**—સંબંધ.

**ભાવ વધારવો**—હેત રાખવું; પ્રેમ રાખવો.

**ફરજ**—ધર્મ; એક બીજા પ્રત્યે આપણું કર્ત્તવ્ય.

**માહીતી મેળવવી**—જાણીતા થવું.

**વ્યવસ્થાવાળું**—સગવડવાળું.

**ઉદાહરણ**—દાખલો.

## સામાન્ય હિત કોને કહેવું ?

એક રાજ્યમાં રહેનારા એક વર્ગના માણસોનું "સારૂં કે નઠારૂં હિત તેજ રાજ્યમાં રહેનારા બીજા વર્ગોના માણસોને લાગુ પડે, જ્યારે એક ગામના દુઃખથી આખા ઇલાકાને દુઃખ થાય એટલે આખા ઇલાકાની પ્રજાને તે દુઃખ ભોગવવું પડે; અને ઇલાકાની પ્રજાને લીધે આખા દેશની પ્રજાને દુઃખ થાય ત્યારે તે હિત તે સામાન્ય હિત કહી શ-

હાય." તેજ પ્રમાણે સોક્રેટીસ એક આંગળીનું દુઃખ આખા શરીરને તેમજ જીવને લાગુ પાડેછે, તેનો દાખલો કહેછે કે જ્યાં "આ અમ્હારૂં છે. આ અમ્હારો દેશ છે. આ અમ્હારી જમીન છે." અથવા "એ અમ્હારૂં નથી; અમને લાગુ પડતું નથી એવું એક સરખીરીતે સર્વ રહેવાશીઓ કહે છે તેજ રાજ્ય સારૂં"—આવું સર્વ રહેવાશીઓનું હિત તે સામાન્ય હિત.

**૬૯ બે સાદી બાબતો દરેક વિદ્યાર્થીને યાદ રાખવાની જરૂર છે?**

ઘણી અગત્યની યાદ રાખવાની બે સરળ બાબતો એ છે જે (૧) જૂદા જૂદા ધર્મ કે પંથ પાળતા હોય, જૂદી જૂદી જાતના હોય, આચાર વિચાર દરેકના જૂદા જૂદા હોય તોપણ તેજ કારણને લીધે આ દેશના વતની તરીકેની એક બીજા સાથેની સંપની ગાંઠ કે પ્રેમભાવ તોડી નાંખવો કે ઓછો રાખવો અને તેથી કરીને એકત્રતા તૂટી જઇ નબળા થઈ જવું એ ઠીક નથી. (૨) એક દેશના જૂદા જૂદા જનોનો સંપ, એક બીજાની સાથેના ઓળખાણ પિછાણથી, એક બીજાના દુઃખના ભાગીઆ થવાથી અને રાજ્યમાં વતની તરીકેના હક્કો, ફરજો, છૂટ અને જોખમદારીની માહીતી મેળવવાથીજ રહેછે.

**સમસ્ત**—બધા.

**રાજ્યમંડળ**—રાજ્ય ચલાવનારા.

**એકગાંઠ**—એક સંપ.
**અવયવો**—ભાગ.
**ધર્મ**—પંથ; મત.
**ખવાસ**—સ્વભાવ; આચાર.
**પંડ**—જાત.
**સ્વતંત્રતા**—સ્વેચ્છાથી (રાજ વિરૂદ્ધ નહીં) કોઇપણ કામ કરવાની છૂટ.
**વિચારનું છૂટાપણું**—પોતાને જે સારો લાગે તે વિચાર કોઈપણ જાતના દબાણ શિવાય જણાવી શકવાની છૂટ.
**તીવ્ર લાગણી**—ઘણીજ.
**બલ્કે**—એથી પણ વધારે.
**અતડા થવું**—ઝાઝા સંબંધમાં ન આવવું.
**વૃત્તિ**—મન; ઇચ્છા.
**પરાપૂર્વથી ચાલતાં આવેલાં**—પ્રાચિન કાળથી વપરાતાં; વર્ષોના વર્ષો થયાં ચાલેલાં.
**લક્ષણો**—રીતભાત; ટેવ.

## એક ગાંઠ અથવા એક સંપ કરવાને કઈ બાબતો જરૂરની છે, અને ઇંગ્રેજો કેમ વર્ત્તે છે?

આપણા શરીરના અવયવો જોકે નાના મોટા છે અને રૂપમાં કે રંગમાં એક સરખા નથી તોપણ તેમનું કામ તે કરી એકત્ર મદદથી શરીરને લાભ આપે છે; તેમ એક રાજ્યમાં વસનારા લોકોએ જાત, ધર્મ, આચાર વિચાર કે ગત જૂદા છતાં દેશની બાબતમાં એક મતના થવું જોઇએ, દેશ-

ના એક ભાગની પ્રજાને દુઃખ થઇ પડે તેવું હાય તા આખા દેશની પ્રજાએ તેમાં સામેલ થવું જોઇએ, કેમકે એમ જાણવું નહિ કે આજ તે ભાગમાં દુઃખ છે તા આવતી કાલ આપણા વારા નહીં આવે! ઇંગ્રેજ લોકાને પાતાની સ્વતંત્રતા અથવા મતના છૂટાપણા વાસ્તે ઘણી લાગણી હાય છે. સ્વદેશ ઉપર પ્રીતિ અને રાજ્યના કાયદા પ્રત્યે વફાદારી અને માન એ ખાસ જરૂરનાં છે. હિંદના દરેક દેશજને ઇંગ્રેજના દાખલા લેવાની જરૂર છે.

## હિન્દના વતનીઓમાં સંપ થવાની કઈ બાબતો છે?

(૧) દેશના રાજ્યકર્તા તરફ માન; પ્રેમભક્તિ અને વફાદારી. (૨) કુટુંબના વડીલા પ્રત્યે માનભરી લાગણીથી જોવું, તેમને તાબે રહેવું. (૩) પાતાના કે વડીલાથી પાળવામાં આવતા ધર્મની દૃઢ લાગણી. (૪) ગામના પાંચ વૃદ્ધ ઉમરના ડાહ્યા પુરૂષા અથવા પંચાનાં કરેલાં કામ અથવા ફેંસલાને વળગી રહેવું એ પ્રાચિન કાળથી હિંદના દેશીઓનું કર્તવ્ય છે અને દરેક કાર્યોમાં પછી તા તે રાજકીય, સાંસારિક કે ધાર્મિક હાય તોપણ ભેગા મળીને કરવાના ગુણ એ દેશ પ્રત્યે માન વધારવાના ને દેશજન થઇ પડવાનું પહેલું પગથીઉં છે. અને તેથી કરીને દરેક જાતને, દરેક વર્ગને તે મદદકર્ત્તા થઇ પડે છે અને એક વર્ગ એ કામ કરે છે તા બીજો વર્ગ બીજું કામ કરી દરેકની જરૂરીઆતો પૂરી પાડે છે.

## હિન્દનાં દેશજનનું દાન ને તે કેમ થવું જોઇએ ?

આ દેશના વતનીઓ દાન કરવામાં ઘણા પ્રખ્યાત છે, પરંતુ આ દાન ઘણુંખરૂં પોતાનાજ ધર્મમાં કે ન્યાત કે જાતમાં હોયછે. મંદીરમાં આટલા, ખોડાઢોરમાં આટલા, કૂવા, વાવ, તળાવ વિગેરે જળાશયોમાં આટલા, નાત ખાતે આટલા, બ્રાહ્મણોને ધર્મદાનમાં આટલા; વિગેરે એવા એવા દાનોમાંજ પોતાનો પૈસો વાપરે છે. પણ આમ ન થવું જોઇએ. પોતે કુટુંબમાંનો એક છે; અને એવાં એવાં કુટુંબોથી ગામ થયું, ગામોથી પ્રાંત કે ઇલાકો ને ઇલાકાથી રાજ્ય થયું. તો પોતે એકલો આખા રાજ્યનું એક અંગ છે. પોતાના કુટુંબ પ્રત્યે પોતાની ફરજ તેજ આખા દેશના અંગ તરીકે તેની દેશ પ્રત્યે એટલે દેશના બીજા રહેવાશીઓ પ્રત્યે છે. માટે દેશીઓ પ્રત્યે, રાજ્ય પ્રત્યે પોતાની ફરજ જાણવી જોઇએ. અને સર્વને ઉપયોગી થઇ પડાય, અને પોતાની દેશજન તરીકેની ફરજ બજાવી શકાય તેમ વર્ત્તવું જોઇએ.

**સાંકડા વિચારો**—અમુક લંબાઇમાં જઇ શકે તેટલા વિચારો. એટલે કે "હું મારા કુટુંબનું સાચવું તેથી બહુતો મારી નાતનું કે જાતનું સાચવું પણ ગામને કે દેશના લોકો માટે કંઇ મહેનત કરી પૈસો રળ્યો નથી" એવા વિચાર. ટુંકા વિચાર.

**ગામમંડળ**—ગામના વતનીઓ, અને સત્તાધિકારીઓ.

**સમસ્ત**—આખા.

**વ્યવહાર**—વહેવાર; અરસપરસનું વર્ત્તન.

**સ્થિતિ આબાદ થાયછે**—સારા પાયા ઉપર આવેછે. સુખી થાયછે.

**સામગ્રી**—અસબાબ; સામાન; પુરતાં સાધન.

**ચોકીઆત**—રખેવાળ; ચોકી કરનાર.

**ગુન્હેગારો**—ગુન્હો કરનાર; દોષી; લુચ્ચા.

**ગામમંડળ અને ગામની સ્થિતિ તે શું ?**

પ્રાચીન કાળથી ગામરૈયત નાના રજવાડાની માફક કામ કરતી. મુખી—પોલીસપટેલ એજ તેમનો સરદાર, એજ પોલીસ અમલદાર અને સર્વ બીજા અધિકારીઓમાં પણ તેજ હતો. વસુલાત પણ એક તલાટીની સાથે તેજ ઉઘરાવતો. તેની મદદમાં નાણું ખરૂં ખોટું તપાસવાને માટે એક સોની અને ગામની રખેવાળી માટે ચોકીઆત હતા. બીજા લોકો અને કારીગરો (સોની, લુહાર, મોચી, સુથાર, ધોબી, હજામ, ઢેડ, ઇ૦) પોતપોતાનું કામ કરી એક બીજાની જરૂરીઆતી ચીજો પૂરી પાડતા, અને તે માટે તેમને ગામઉપજમાંથી અમુક મળતું; એટલે પસાયતાં આપવામાં આવતાં. પાસેના ગામ કે રાજ્યવાળાના હુલ્લડ કે હુમલા વખતે, ગામના રક્ષણ માટે જરૂરી વખતે સઘળા ગામલોક એકઠા થઈ જતા. ગામખર્ચ માટે, તથા ધર્મદાન કે મંદીરખર્ચ માટે ઘરવેરો કે જમીનવેરો નાંખતા.

**ભૂત**—પાછલું; પ્રાચીન.

**વર્ત્તમાન** ચાલતું; હાલનું; અર્વાચીન.

**અજાયબ**—નવાઇ જેવું.

**જીંદગી ભોગવવાની રીત**—મનખો મેળવવો;
**પલટાઈ ગયો**—બદલાઇ ગયો; નવો જુનો થયો.
**ધારા**—કાયદા; રીત રીવાજ.
**હિસ્સાનો**—ભાગનો.
વસવાયા લોકોને × × × અનુકુળ પડતું નહોતું=
વસવાયા (વેઠ કરનારા લોકોને) જવા દેવામાં આવતા નહીં.
**વર્ત્તમાનપત્રો**—ખબરપત્રો; ન્યુસપેપર ( ઈં ). અખબાર.
**પ્રાચિન અને અર્વાચિન સ્થિતિ સરખાવો ?**

અસલના વખતમાં ગામડાઓની આસપાસ ચોરો કે ધાડપાડુઓથી બચવાને માટે કાંટાની વાડ અથવા કોટ કરવામાં આવતો. આથી લોકોની તંદુરસ્તી બગડતી. હાલમાં કોટ કે વાડોની જરૂર નથી, કેમકે એવા ચોરો કે લૂટારૂઓનો ભય નથી. અસલના વખતમાં કારીગરોને વેઠ કરવી પડતી અને તેમનાથી દુકાળના વખત શિવાય ગામ છોડાતું નહીં. હાલમાં ગમે ત્યાં ગામ છોડી કારીગરો જઇ શકે છે, વેઠ કરાવવાની બંધ થઇ છે, અને ઉદ્યોગ અને નફા માટે ગમે ત્યાં નોકરી કરી શકેછે; પહેલાં ગામના સત્તાધિશોના હાથમાં ઘણી સત્તા હોવાથી તેઓ ગેરઉપયોગ કરી શકતા. હાલમાં તે સત્તા વહેંચી નાંખી છે અને તેથી ગરીબમાં ગરીબને પણ ન્યાય મળી શકે છે.

**માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન**—આ મુંબાઇ ઇલાકાનો ગવર્નર હતો. તેણે હિંદુસ્તાનનો ઇતિહાસ લ-

ખ્યો છે. ગવર્નર તરીકે તે ઘણો સારો, માયાળુ અને લોક લાગણીવાળો હતો. મુંબાઇ સરકારી અંગ્રેજી કોલેજ અને સ્કૂલને તેનું નામ આપવામાં આવ્યું છે.

**રાજકીય**—(સં-રાજન=રાજા) રાજાનું; રાજનું; રાજ સંબંધી; હુશિયાર.

**પાઠશાળા**—(સં. પાઠ=ભણવું+શાળા=નિશાળ.) વિદ્યાર્થીઓને ભણવાનું સ્થાન; કોલેજ (ઇં).

**હાઇસ્કૂલ**—(ઇં-હાઇ=ઉંચી—જ્યાં વધારે ભણતર છે તે+સ્કૂલ=નિશાળ) ઉંચાં ધોરણો માટેની નિશાળ-શાળા.

**અભિપ્રાય**—(સં) મત; વિચાર.

**ખામીઓ**=દોષો; કમીપણું.

**વ્યવસ્થા**—(સં) ગોઠવણ.

**ગામવ્યવસ્થા**=ગામનો વહીવટ કરવાની ગોઠવણ-રીત.

**ગફલત**—ભૂલ; સરતચૂક; બેપરવાઇ.

**ગેરબંદોબસ્ત**—અંધેર; ધાલમેલ.

**સંરક્ષણ**—(સં.) બચાવ.

**મહેસૂલ**—કર; જગાત.

અસલના રીત રીવાજોથી મોન્ટસ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનને ઘણી તાજુબી લાગી હતી. તે કહેતો કે સારા વહીવટવાળા રાજ્યને કદાપિ ઠીક ન પડે પણ નઠારાની સામે તો તે બચાવ તરીકે હતા. અને ગામમંડળના રીતોને માટે તે ઘણો ઉંચો મત ધરાવતો, કેમકે અણી વખતે ગામલોકો સામેલ થઇ જતા. જો રાજ્ય તેમના બચાવ માટે પોલીસ રાખી ન શકે

તો તેઓ પોતે રાખતા. અને રાજ્યાધિકારીઓ ગામલોક આપી શકે તે ઉપરાંત વધારે કર નાંખતા તો આખું ગામ એક માણસ તરીકે સામે થતું. જો કુટુંબમાં કજીઓ થતો તો લોકની ચર્ચાજ તેમને શાંત કરવાને બસ હતી. અને જો ગામનો મુખ્ય માણસ (મુખી) ગુન્હેગાર જણાતો તો આખું ગામમંડળ એકઠું થઇ તેનો ન્યાય કરતું, તેને દબાવતું અને નિયમસર ચલાવવા જરૂર પાડતું. પ્રાંતોના ઉપરીઓ બદલાતા, રાજ્યમાં ફેરફાર થતો પરંતુ ગામવ્યવહાર નિર્વિઘ્ને જેમનો તેમ ચાલતો. કોઇ વખતે હાકેમો જોરાત્રરીથી પાક લઇ જતા તોપણ ખેડૂતો તો હમેશાં ખેતી કર્યાજ જતા.

**રળિયામણી**—શોભિતી; સારી; સુંદર.

**સંરક્ષણ**—બચાવ; મદદ.

**સ્પર્ધા**—હરીફાઇ; સરસાઇ.

**ઉત્તેજન**—મદદ; ઉશ્કેરણી.

**પૂર્ણપણે**—બરાબર.

**ધૂળ ભેગાં કર્યાં**—નાશ કર્યાં; લૂંટી બાળીને છેક અધમ સ્થિતિમાં આણ્યાં.

**કોશિષ**—યત્ન; મહેનત.

**દેશાભિમાન**—દેશનું અભિમાન; દેશ માટે મગરૂરી.

**લેખવતા**—ગણતા.

**સ્વાભાવિક રીતે**—સાધારણ રીતે; કુદરતી રીતે.

**મ્હોટેરા**—વડીલો; વૃદ્ધો.

**મમતા**—પ્રેમ.

પરાણે—મહા મહેનતે.
બો—ભય.
સદૈવ—હમેશ; નિરંતર.

ગામડાના લોકોને જરૂરી વખતે મદદ કે રાજ્ય તરફથી બચાવ થતો નહીં. તેમની સ્થિતિ સુધારવા માટે કંઇ ઉપાય લેવામાં આવતો નહીં, અથવા ઉત્તેજન પણ મળતું નહીં. બળવાન શત્રુ સામે એકત્ર સામા થાય તો તે પાછો હઠે પરંતુ ગામડાં એક બીજાથી અલગ રહીનેજ સામે થાય તેમાં શું વળે ? તૈમુરલીંગ (૧૩૯૮) અને નાદીરશાહ (૧૭૬૧) માં આ દેશ ઉપર ચઢી આવી મોટાં મોટાં શહેરો લૂટી ખરાબ ખસ્ત કરી નાખ્યાં, લોકોની કતલ કરી અને આગ લગાડી ઘણાં ઘરો બાળી નાખ્યાં; વળી જતાં અને આવતાં ઘણાં ગામો ઉજડ કરતા, પાક ઉપાડી નાંખતા કે બાળી દેતા; રાજાઓ પોતાની રાજ્યધાનીનું શહેર બચાવવા યત્ન કરતા પરંતુ આસપાસનાં ગામડાંની દરકાર કરતા નહીં. શાન્તિ વખતે પણ તે ગામડાના લોકો ઉપર લક્ષ ન આપતાં અને તેમના ઉપરના કર–વેરાથીજ પોતાનાં શહેરોને શોભાયમાન કરતા; રસ્તા, નહેરો અને સામાન્ય રીતે રૈયતને લાભ થાય તેનો કશો વિચાર પણ કરતા નહીં. દુકાળ અને મરકી જેવી ભયંકર પીડા વખતે પણ તે રૈયતના દુઃખને ગણકારતા નહીં. આથી રાજ્ય અને રૈયત વચ્ચેનો પ્રેમ ઓછો થયો; દરેક ગામ પોતપોતાની સગવડ કરી લેતી. દેશપ્રીતિ કમી થઇ અને દેશાભિમાન શબ્દ સમજવો અઘરો થઇ પડ્યો.

ઉદ્યોગમાં કે ખેતીવાડીમાં સુધારો કરવાની હોંશ રહેતી નહીં; કેમકે પાકનો ચોથો જથ્થો સરકારના માણસો લઇ જતા અને ખેડુતોને પેટપૂર અનાજ મળતું પણ નહીં. ઉદ્યોગમાં પણ વેઠ કરવી પડતી અને અમુક ઠરાવ પ્રમાણેજ તેમને મળતું. વેપાર પણ રાજ્યની અંધાધુંધીને લીધે વધારે થતો નહીં. આમ છતાં ગામરૈયત એક બીજાની સાથે રહી કામ કરતી. દુઃખ વખતે નરમ થતા અને પછીથી સારી સ્થિતિ ઉપર આવતા અને પોતાની જીંદગી ગાળતા પ્રાંતોમા ફેરફાર થતો, હાકેમોની ફેરબદલી થઇ, રાજ્ય, દેશ કે ગમે તે થતું પરંતુ ગરીબ ગામડાની સ્થિતિ જેવી ને તેવી જોવામાં આવતી—

**હાલનું ગામડું**—હાલ ગામડાની સ્થિતિ.

**આડો**—બંધન; પ્રતિબંધ; અટકાવ.

લોકોની નજર બહારની દુનિયા ઉપર ચોટી છે—દુનિયાના બીજા ભાગોમાં શું શું બને છે તે જાણવા તથા જોવા માટે તેમનું મન સદા તત્પર રહેછે.

**સ્વાર્થ**—જ્યાં × × × છૂટ છે=પોતાના ફાયદા માટે ગમે ત્યાં (દુનિયાના ગમે તે ભાગમાં) જઇ શકાય છે.

**કાબુ**—દોર, અમલ.

**ઉભા તૂલમાંથી**—પાક તૈયાર થયો હોય તે વખતે.

ઉભા તૂલમાંથી × × × × × બંધ થઇ છે=મ્હેસૂલનો આંકડો નક્કી કરેલો હોવાથી સરકારને કેટલો ભાગ આપવો પડશે એ વિચાર હવે કરવાનો રહ્યો નથી.

ગામડાના અધિકારીઓની સત્તા × × × × ખુલ્લી છે= ગામડાના અધિકારીઓમાં મુખી અને તલાટી હોય છે. તેમણે શું શું કામ કરવું અને તેમની સત્તા કેટલી છે એ નક્કી કરેલું છે. અને દીવાની અને ફોજદારી કોરટો મોટાં મોટાં શહેરોમાં રાખી સર્વ જાતને માટે ખુલ્લી રાખી છે.

**હાલના ગામડાની સ્થીતિ વર્ણવો?**

અસલના વખતની માફક ગામડાઓની આસપાસ હવે કોટ કે વાડની જરૂર રહેલી નથી. ખેડૂતો પાસે ચોકસ કરનો આંકડો ઠરાવેલો હોવાથી સરકારના ભાગ માટે ઉભા પાક વખતે જે વાંધા અને તકરારો થતી તે બંધ થઇ ગઇ છે, અધિકારીઓને લાંચ આપવાની હવે રહી નથી. તેમની સત્તા કેટલી છે તે નક્કી કરેલું છે અને દીવાની અને ફોજદારી કોર્ટો સર્વ જાતના માણસોને દાદ મળી શકે તેમ પાસેનાં શહેરોમાં ખુલ્લી મૂકી છે. મહેસુલ પાક તૈયાર થયા પછી લેવામાં આવેછે. લોકો ગમે તે જગાએ ફાયદા માટે જઇ શકે છે. દૂર દેશના ભાગમાં શું શું બને છે તે જાણે છે અને પોતાને કેમ ફાયદો મળે તે પણ તે સમજી તે પ્રમાણે વર્ત્તી શકે છે. નહેરોએ કરીને પાણીની અને આગગાડીએ કરીને બીજાં શેહેરો સાથે સારી સગવડ થઇ છે. ગામની નિશાળમાં ભણી રહ્યા પછી આગળ ભણવા માટે મોટી નિશાળોમાં દાખલ થવાય છે. જન્મ મરણનાં પત્રકો થવાથી તેની ખબર મળેછે. હિંદમાં આવાં ગામડાં તથા નગરો ૫,૩૭,૯૦૧ છે અને વસ્તી ૨૨,૧૦૦,૦૦૦ છે.

અનુભવની વાત—જાણીતી હકીકત.
સંકળાયલું—જોડાયલું; સંબંધ ધરાવતું.
ખ્યાલ—વિચાર.
અદાલતો—ન્યાયકોર્ટ; કોર્ટ; કચેરીઓ.
ભંડોળ—એકઠું કરવું તે.
મમતા—વ્હાલ; પ્રેમ.
વાસ્તવિક—ખરી.

**પાછળ તમે જે વાંચ્યું અથવા જાણ્યું તે ઉપરથી તમે શો અનુભવ મેળવ્યો?**

આપણે દરેક જણે એક ગામનો સંબંધ બીજાં ગામની સાથે કેમ ને કેટલો છે તે, ગામથી પ્રાંત, અને પ્રાંતોથી રાજ્ય થયાં છે તે, અને મોટું રાજ્ય તેના દરેક ભાગને લાભ થાય તેવું કેવી રીતે ચલાવાયછે તે સમજવું જોઇએ. વળી દેશી રાજ્ય ઇંગ્રેજ કોર્ટની સત્તાની બહાર છે તે જાણવું જોઇએ. જૂદા જૂદા ધર્મ અને જાતના માણસોના સંબંધમાં આપણે રહેવાનું છે તથા તેઓ શી રીતે હિંદમાં આવ્યા ને તેથી હિંદમાં શો ધંધો રોજગાર ઉમેરાયો તે જાણવાથીજ આપણી લાગણી તે તરફ થશે. સંચાઓ, જે આપણે હમેશાં જોઇએ તે તથા એવી એવી બીજી ચીજો જે આપણી દરરોજની વાપરની અથવા દેખાવની હોયછે તે ક્યાંથી આવી, કોણે બનાવી, શો સુધારો ને કેવી રીતે થયો, પૃથ્વી નીચેની ખાણો ક્યાં, કેવી રીતે ને શામાટે ખોદાયછે, આવડું મોટું રાજ્ય સલાહશાંતિથી કેમ ચાલેછે વિગેરે ઉપયોગી

ચીજો જાણવાની છે. સમજવાની છે અને તે પ્રમાણે વ-
ર્તવાનું છે.

જાતની ફરજ—દરેક વતનીઓનો શો ધર્મ છે તે.

બહુધા—ઘણુંકરીને.

પ્રયત્નો—મહેનત; ઉપાય.

ગેરઈન્સાફ—અન્યાય.

યોગ્ય સાવચેતીની ગફલતથી × × × × પસરે નહીં= રોગ થવા નજ દેવો અથવા રોગ ન થાય એવાં આચરણે વર્તવું તો રોગ થશે નહીં અને થાય નહીં તો ફેલાય ક્યાંથી?

હાલ ફરજોની × × × છે=હાલ ઘણી જાતની ફરજો માથે પડી છે.

ન્યાયમૂર્ત્તિ—ન્યાયાધીશ; બાહોશ; પ્રમાણિક અમલદાર. (મા-
નાર્થે વપરાયલું છે).

ઉત્કૃષ્ટ--સારી સ્થિતિ.

સમૃદ્ધિવાન--પૈસાવાળો.

જીવન-જિંદગી; આયુષ્ય.

તે એકલીથી આપણું × × × × નથી=તેથીજ આપણે
સારી જિંદગી કાઢી શકતા નથી.

સંપાદન કરવું--મેળવવું.

ત્યારે દરેક દેશીઓની શી ફરજ છે?

રાજ્યની સારી અથવા માઠી સ્થીતિ વતનીઓના એકત્ર પ્રયત્ન ઉપર આધાર રાખે છે; તેથી રાજ્યના ભલા માટે

ભાગ લેવો જોઇએ. કોઇ કોઇ વખત આપણે ન્યાય માટે વાંધા સાંભળીએ છીએ. ફલાણાએ લાંચ લીધી, અને ન્યાય ખરેખરો ન મળ્યો, ઇ૦ ઘણી ચર્ચાઓ અનીતિરૂપે સાંભળીએ છીએ; પરંતુ તેમાં આપણોજ દોષ છે. આપણે લાંચ ન આપીએ અથવા ખોટી જુબાની ન આપીએ તો તેમાંનું કશું નજ થાય; તેવીજ બાબત આપણી શારીરિક સ્થિતિની સમજવી. પખાલનો વાંક ને પાડાને ડામ દીધા જેવું આપણે કરીએ છીએ. મુંબાઇ હાઇકોર્ટના નામદાર ચીફ જડજ રાનાડે. સી. આઇએ ૧૮૯૬ માં કલકત્તા કોન્ફરન્સમાં મત આપ્યો હતો કે આપણે આપણું સુખ મેળવવા આપણી ફરજ બજાવવી જોઇએ અને રાજ્યે દરેક માણસને સારો અને પૈસાદાર કરવા તેનામાંનો ઇશ્વરી બક્ષીસનો ગુણ ખીલવવો જોઇએ.

ભવિષ્ય—બનવાની હકીકત; આગળ થવાનું તે.

ભાઇચારો—મિત્રાઇ; સંબંધ.

ભવિષ્યકથન—ભવિષ્ય વાણી

## હિંદ અને ઇંગ્લાંડની વસ્તી અને સરખામણી.

શહેરોમાં રહેનારી હિંદની વસ્તી ઇંગ્લાંડ તથા યૂરોપના શહેરોની વસ્તીની સાથે સરખાવતાં ઘણીજ થોડી છે. ઇંગ્લાંડ અને વેલ્સ બંનેનું એક ક્ષેત્રફળ ૫૮૩૦૯ ચો. માઇલ છે, અને ૨૯૦ લાખ માણસની વસ્તી છે. તેમાં ૧૮૫ નગરો છે. જેમાં ૨૦૦૦૦ ની વસ્તી છે. હિંદુસ્તાનનું ક્ષેત્રફળ ૧૫,૬૦,૧૬૦

ચો. મૈલ. છે. છતાં તેમાં ઇંગ્લાંડ જેવાં ૨૨૫ નગરો છે અને તેમાંનો ૩૮ મો ભાગ દેશી રાજ્યોમાં છે. ૧૮૯૧ ના વસ્તી પત્રક પ્રમાણે તેમાં ૧,૪૦૦૦૦૦૦ ની લગભગ છે. આ ઉપરથી જણાશે કે બ્રિટિશ દ્વીપોની અડધ કરતાં વધુ વસ્તી નગરોમાં રહેછે. ત્યારે હિંદની $\frac{1}{20}$ ની વસ્તી શહેરોમાં નથી. બ્રિટિશ હિંદની વસ્તી ૫૦ વર્ષમાં ઘણી વધીછે.

અચંબો—આશ્ચર્ય; અજાયબી.

સંરક્ષણ—બચાવ.

પાયમાલી—ધૂળધાણી; નાશ.

તવંગર—પૈસાવાળા.

તુરંગ—વિચાર.

## નગરમાં રહેવામાં શો ફાયદો છે?

ગામડાં કરતાં શહેરો અથવા નગરોમાં રહેવાનું કારણ પરદેશીઓના હુમલા વખતે પોતાના સંરક્ષણ માટે હશે એમ કોઇ ધારી શકે પરંતુ તેમ નથી. શહેરમાં રહેવાનું પસંદ કરવાનાં બીજાં કારણો છે. દિલ્હી, આગ્રા, લખનોર વગેરે શહેરોના નાશથી લોકો ગામડામાં રહેવા જતા રહ્યા હતા. કેમકે પરદેશીઓના હુમલા ફક્ત શહેરો લુંટવા માટેજ હતા અને રાજાની મરજીમાં આવે તે વખતે અને તેવી રીતે શહેરમાંથી પૈસા લૂંટી જતા, તેથી ગામડામાં વસ્તી વધી. પરંતુ બીજા દેશોમાં તો શહેરોમાં રહેવાથી આત્મસંરક્ષણ સારૂં થાયછે; એજ વિચારથી ત્યાં નગરની વસ્તી વધતી.

એજ વિચારની હવે હિંદમાં અસર થઇ છે. દેશની અંદરના ગેરબંદોબસ્તથી અને પરદેશીઓના હુમલાથીજ હિંદનો વેપાર વધી શકતો નહીં અને વસ્તી ટૂંકી હોવાથી આ દેશમાં થતો માલ જેવો કે રેશમી કાપડ, ઢાકાની મલમલ, લાખનાં કામો તથા તાંબાનો સામાન વગેરેનો ખપ ઓછો ન હતો, અને પરદેશ મોકલવાનાં સાધન હતાં. તેમ જંગલી માલ મરી, લાખ, રેસા, સુંઠ, કાટ વિગેરેનો પરદેશ સાથે બહુ વેપાર હોવાથી માત્ર ગામડાંઓને કંઇક ઉત્તેજન મળતું. દાખલા તરીકે ઢાકા શહેરની મલમલ જે રોમના અને આસિરિયાના રાજ્ય વખતે પણ ઘણી વખણાતી તેની પેદાશ સન ૧૭૮૭ માં ત્રીસ લાખની અને સન ૧૮૧૩ માં ચાર લાખની થઈ. આથી ખુલ્લું છે કે શહેરોની સ્થિતિ બગડતી ગઇ. કેમકે તે વખતે શહેરીઓનું રક્ષણ થતું નહીં અને વેપારનું સાધન ન હતું. હવે તે બંને વાનાં હોવાથી શહેરોમાં વસ્તી વધી, વળી શહેરમાં રહેવાનું ત્રીજું કારણ સ્વરાજ્ય હક્ક છે. સ્વરાજ્ય એટલે પોતાના ગામનો વહીવટ કરવાનો હક્ક. આ હક્ક સને ૧૮૮૩–૪ માં નામદાર લૉર્ડ રીપનના વખતમાં મળ્યો. આવો હક હિંદમાં પ્રથમ ગામડામાં હતો પણ શહેરોમાં ન હતો. આજે સુધરાઇ ખાતાનો–મ્યુનિસીપાલ ખાતાનો કારભાર સ્વરાજ્ય હક્કથીજ ચાલે છે.

(૧) જાતનું સંરક્ષણ. (૨) ઉદ્યોગમાં મળતાં સાધનો, વેપાર ઇ. (૩) સ્વરાજ્ય હક્ક.

**રાજ્ય તંત્રની—રાજ્ય કારભારની.**

માહીતી—જાણ; વાકેફગારી; અનુભવ.

**મ્યુનિસિપાલીટીવાળાં નગરો એટલે શું? અને તે કેટલાં છે?**

જે નગરો કે ગામોની વસ્તીને તેજ નગર કે ગામનો વહીવટ કરવાનો હક્ક મળેલો છે તે. આવાં નગરો હિંદમાં સને ૧૮૯૬ માં ૭૩૩ હતાં અને તેમાં વસ્તી ૧૩૨૯૮૬૧૩ ની હતી. એકલા આપણા મુંબાઇ ઇલાકામાં ૧૭૦, બંગાળામાં ૧૪૬, પંજાબમાં ૧૪૯, મદ્રાસ ઇલાકામાં ૫૬, વાવ્યપ્રાંતોમાં ૧૦૩ અને મધ્ય પ્રાંતમાં ૫૩ છે. બાકીનાં ૫૬ જૂદાં જૂદાં છે.

**સ્વરાજ્ય એટલે શું? સ્વરાજ્ય હક્ક આપવાનો શો હેતુ હતો?**

ગામના લોકોએ આરોગ્યતા માટે, કેળવણી કે દવાખાના માટે અથવા કોઇ ધર્માદા મકાન કે બાંધકામ માટે ફંડ ઊભું કરી ઉઘરાવેલા પૈસાનો વહીવટ કરવાનો હક્કઃ—આ હક્ક આપવાના બે હેતુ હતા. (૧) આવા વહીવટમાં થતા ખર્ચથી ગામના લોકને માહીતગાર કરવા. (૨) રાજકીય બાબતમાં તેમને કેળવણી આપવી.

**સ્વરાજ્યનો હક્ક હિંદમાં કયારે અને શી રીતે મળ્યો?**

હિંદ મહારાણીના હાથમાં આવ્યું ત્યાર પહેલાં એટલે સન ૧૮૫૦ થી મોટાં શહેરોને તેમજ મુંબાઈ ઇલાકાનાં કેટલાંક શહેરોને સ્વરાજ્ય હક્ક આપવામાં આવ્યો હતો. પરંતુ સન

૧૮૭૨-૩ સુધી બીજાં શહેરોને આવી સત્તા આપી ન હતી. લોર્ડ મેઓએ ૧૮૭૦ ના ફેબ્રુઆરીની ૧૧ મી તારીખે પોતાના વિચારો ગામવહીવટથી લોકને જાણીતા કરવા વિશે જણાવ્યા હતા, અને લોર્ડ રીપને ૧૮૮૧-૨ માં રાજ્યકીય કેળવણીની જરૂરીઆત વિશે પોતાના વિચાર દર્શાવ્યા હતા. ૧૮૮૩-૮૪ માં સુધારા વધારા સાથે ઘણા ધારાઓ રચાયા. સન ૧૮૮૩ પહેલાં આપેલી સત્તા ખોટે રસ્તે ન દોરાય અને આવકનો ખોટો ઉપયોગ ન થાય તે મતલબથી સરકારનું વલણ મ્યુનિસીપાલીટીની સત્તા પોતાનેજ કબજે રાખવાની હતી. પણ લોર્ડ મેઓ અને રીપનના સારા વિચારોથી કેટલીક મ્યુનિસીપાલીટીઓ ઉપરથી સરકારી સત્તા લેઇ લીધી અને કેટલીક ઉપરથી સરકારી સત્તા કેટલેક અંશે કમી કરી. આથી, સ્વરાજ્ય હક્કે કરીને સરકારી અમલદારોથી ચલાવાતો કારભાર, શહેરી મંડળને અમુક નીમેલી હદ સુધી સત્તા આપીને સોંપ્યો છે.

## લોક તરફના વહિવટદાર કોને કહેવા?

ગામ લોકના મતથી મ્યુનિસીપાલીટીનો વહીવટ કરવા થએલા કમીશનરો અથવા પ્રતિનિધિઓને લોક તરફના વહીવટદાર કહેછે. અમુક રકમનો કર આપનારને આ વહીવટદાર નીમવાનો હક્ક મળે છે. આ વહીવટદારોના કારભાર ઉપર સરકારની દેખરેખ હોયછે. તે એટલા માટે કે આપેલી સત્તાનો ઉપયોગ કાયદેસર થાયછે કે કેમ તે તપાસવા તથા વેરા કયા કયા ઉઘરાવવા તથા તે પૈસા શામાં વા-

પરવા તે મુકરર કરવા. ૧૮૯૫ માં આખા હિંદમાં ૭૩૩ મ્યુનિસીપાલીટીની બે કરોડ ૪૯ લાખ રૂપિઆની ઉપજ થઇ હતી. અનાજ અને એવીજ બીજી હમેશની વાપરવાની ચીજો ઉપર જે કર લેવાય છે તેને "ઓકટ્રાઇ" એટલે દાણુ કહેછે. આ કર બહારથી ગામમાં આવતા ઉપર લેવાય છે. જો દેશમાંથી જતા માલ ઉપર દાણુ લેવામાં આવે તો તે માલ મોંઘો થાય અને પરદેશમાં તેનું વેચાણ કમી થઇ આખરે દેશને ગેરલાભ થાય. આવી કેટલીક બાબતોનો વિચાર કરી સરકાર કર સંબંધી ઠરાવ કરી મ્યુનિસીપાલીટીને સગવડ કરી આપે છે. વળી જે વસ્તુઓ ઉપર સરકારનો પોતીકો કર છે તે ઉપર મ્યુનિસિપાલીટી કર ન લે; કેમકે એવડા કરથી માલ મોંઘો થાય અને તેથી વેપારને બાધ લાગે અને સરકારની ઉપજ કમી થાય માટે તેવો ઠરાવ પણ સરકાર કરેછે.

**ખર્ચ વિશે શો નિયમ છે? સરકારે અને મ્યુનિસિપાલીટીએ લોકોપયોગી કયાં કયાં કામ વહેંચી લીધાં છે?**

રાજ્યની દેખરેખ નીચે મ્યુનિસીપાલીટીને ઉપજેલી ઉપજનો ઉડાઉખર્ચ ન થવો જોઇએ. મ્યુનિસિપાલીટીને તો લોકોની આરોગ્યતા માટે સગવડ કરવી; દવાશાળાઓ, વૉટરવર્કસ (પાણીનાં બાંધકામ), રસ્તા સમારવા, તેમના તાબાની નિશાળો ઉપર દેખરેખ રાખી કેળવણીમાં વધારો કરવો, લોકોપયોગી સ્થાનિક બાંધકામ કરવાં, આગ વખતે રક્ષણ

કરવું, ગામમાં સ્વચ્છતા અને રાત્રિએ દીવાબત્તી વિગેરે કરવાનું છે. અને સરકારને મ્યુનિસિપાલ હદમાં વસ્તા લોકોનું અન્ય રૈયત પ્રમાણે, સલાહ શાન્તિ, ન્યાય, પોલિસખાતુ, લશ્કર રાખવાં વિગેરે રૈયતના બચાવ માટે સગવડ કરવાની છે. કેમકે મ્યુનિસિપાલ હદમાં વસતા લોક બંનેને કર આપેછે.

## શું સ્થાનિક સ્વરાજ્ય એ રાજ્યપ્રકરણી કેળવણીનો એક ભાગ છે?

શહેરની અંદર આરોગ્યતા માટે દીવાબત્તી, ગટર, પાણીનાં બાંધકામ, તેમ સ્વચ્છતા, રસ્તા સમારવા વિગેરે કેટલીક ખાસ સગવડોની લોકોને જરૂર પડે છે; અને આવી જરૂરીઆતો માટે લોકો મ્યુનિસિપાલીટી મારફતે પોતાના ઉપર કર નાંખે છે; અને તે ઉપજમાંથી લોકોની જરૂરીઆતો પૂરી પાડવા સરકાર લોકપંચને સોંપે છે. આ પંચ અથવા મ્યુનિસિપાલીટીના સભાસદો (કમીશનરો) પૈકી કેટલાકને લોકો પસંદ કરેછે અને બીજાઓને સરકાર પસંદ કરી નીમે છે. અને એ બંને મળી મ્યુનિસિપાલીટીનો કારભાર કરેછે. આ કારભાર એજ સ્થાનિક સ્વરાજ્ય.

આ કારભારની ફતેહ કમીશનરોની હુંશિયારી ઉપર આધાર રાખેછે એટલુંજ નહિ પણ તેમના ઉપર થતી ગામલોકના અભિપ્રાયની અસર ઉપર પણ આધાર રાખેછે. કમીશનરો પોતાની સત્તાનો ગેરઉપયોગ કરતા હોય તે પ્રસંગે જો લોકો ન્યુસપેપરો મારફતે અથવા મીટીંગો ભરી દૃઢતાથી સામે થાય અથવા અમુક સુધારા કરવા કહે તો કમીશનરો-

ને પોતાના કામમાં સુધારો કરવોજ પડે.

આ પ્રમાણે લોકો વહીવટમાં ભાગ લેછે અને રાજ્ય પ્રકરણી કેટલીક બાબતો સમજે છે, જે તે સ્વરાજ્ય વગર કંઇ સમજી શકત નહીં અને લોકો હવે સમજે છે કે શહેરના વહિવટમાં તેમનો હાથછે.

**દશાએથી ચઢીને**—એ સ્થીતિમાંથી.

**ઉદય**—ચઢતી.

**કુદ્રતી**—સ્વાભાવિક.

**એની વૃદ્ધિ × × × નથી**—એની ચઢતીમાં અડચણ આવી નથી.

**અવલોકન કરવાથી**=ઝીણી નજરે જોવાથી; લક્ષપૂર્વક તપાસવાથી; બારીકાઇથી તપાસતાં.

**નાવિકો**—વહાણવટીઓ; ખલાસીઓ.

**જહાજો**—મોટાં વહાણ; વહાણો.

**વહાણો લંગરવાં**=વહાણ છીપાવવાં;—થોભાવવાં.

## કલકત્તા વિષે તમે શું જાણો છો?

કલકત્તા ઔરંગજેબ પાદશાહના એક કુંવર પાસેથી ઇસ્ટ ઇંડિયા કંપનીએ વેચાતું લીધું હતું. તેનો મરાઠાના અમલામાંથી બચાવ કરવાની તેમણે પહેલી સંભાળ લીધી. સને ૧૭૫૬ માં બંગાળાના નવાબ સુરાજઉદ્દૌલાએ એ કિલ્લો લઇ લીધો, અને બ્લાકહોલ (અંધારી કોટડી) નામે ઇતિહાસમાં પ્રસિદ્ધ થયેલા ઓરડામાં કેટલાક ઇંગ્રેજોએ જીવ ખોયો હતો. તે પછી થોડો વખત કલકત્તાનું નામ ભુંસાઇ ગયું હતું. સન ૧૭૫૭ ના જુનની ૨૩મીની પ્લાસીની લઢાઇ પછી તેનો ઉદય પાછો થયો.

સને ૧૭૭૩ માં હિંદની રાજધાની ઠરાવવામાં આવી. ત્યારપછી તેના ઉદયચંદ્રને ઝાઝો ધક્કો પહોચ્યો નથી. મનુષ્યની અક્કલ અને વિદ્યાબળે કરીને કલકત્તા વેપારનું મથક થઇ પડ્યું. હુગલીની ખાડી જે વારંવાર પૂરાઇ જતી હતી તે મોટાં ઝાઝો વડે કચરો ખોદી કાઢી ઊંડી કરવાથી હવે ૮૦ માઇલ દૂર જેટલે આગબોટ જઇ શકેછે. અને સખ્ત તોફાન અને વાવાઝોડાં થતાં છતાં કલકત્તા હિંદમાં પહેલા નંબરનું બંદર ગણાયછે. વસ્તી અને વેપારમાં વધારો થતો ગયોછે. ૧૮૯૫–૯૬માં વેપાર ૭૨ કરોડનો થયો હતો. સને ૧૮૨૨ માં વસ્તી એક લાખ એંસી હજારની, ૧૮૫૦ માં ૩,૬૧,૩૭૦ ની અને હાલ આઠ લાખની છે.

ત્યાંની મ્યુનિસિપાલીટી ૨૫ લોકો તરફથી, ૧૦ જાહેર મંડળીઓ તરફથી અને ૧૫ સરકાર તરફથી ૫૦ એમ સભાસદોથી ચલાવાય છે. ત્યાં સભાસદનો હોદ્દો માનવાળો ગણાય છે. મ્યુનિસિપાલીટીની ઉપજ ૪૫ લાખની છે. શહેરના ઉપયોગ માટે ૨૩૮ લાખ રૂપિઆ કર્જે કાઢેલા છે.

**કલકત્તાનો આટલો બધો ઉદય કેમ થયો?**

તેનાં ત્રણ કારણો છે. (૧) લોકોનું સંરક્ષણ. (૨) તેનો વેપાર. (૩) મ્યુનિસિપાલ સત્તા જે લોકને આપવામાં આવી તે.

**મુંબઇનું વર્ણન કરો?**

મુંબાઇ શહેર એક બેટ ઉપર વસેલું હોવાથી તેને બંદર કહેછે. તે બંદર ઇંગ્રેજોને બીજા ચાર્લ્સની રાણી કેથેરાઇન બ્રગેન્ઝાની પહેરામણીમાં પોર્ટુગાલના રાજાએ

આપ્યું હતું. તે વખતે તેમાં રખડાઉ અને લફંગા લોકો-
ની વસ્તી હતી. હવા ખરાબ હતી. ઇંગ્રેજોના હસ્તક આ-
વ્યા પછી બેટમાં વસ્તી વધવા લાગી. ચાંચીઆ લોકોથી બચા-
વ કરવાના સાધનો યોજ્યાં તેથી વસ્તી વધતી ગઇ અને બંદર
આબાદાનીપર આવ્યુ. કલકત્તા અને મદ્રાસની માફક આફતો
એના ઉપર આવી નહીં. પરંતુ જમીન તરફથી મરાઠાઓથી અને
દરિઆમાર્ગે ચાંચીઆઓથી સંભાળ લેવાતી હતી. સને ૧૭૧૬
માં વસ્તી ૧૬૦૦૦ ની હતી. બીજા સૈકામાં એટલે ૧૮૧૬
માં ૧,૬૧,૫૫૦ ની થઇ અને ૧૮૭૨ માં તેથી ચારગણી
થઇ. છેલ્લી વસ્તીપત્રકની ગણતરી પ્રમાણે વસ્તી ૮,૨૧,૭૬૪
ની હતી. જે જગાએ ગરીબ માછીઆની નાની નાની ઝુંપ-
ડીઓ, તે જગાએ મોટાં ભભકાદાર મકાનો, બગીચા જોવા-
માં આવેછે. અને કલકત્તા કરતાં પૈસામાં તેમજ વસ્તીમાં
આબાદાની થતી જોવામાં આવેછે.

જ્યાં પ્રથમ ખરાબ હવાને લીધે યુરોપિયન બાળકો
અને અમલદારો (ત્રીસ વર્ષમાં ૭ ગવર્નર મરણ પામ્યા હતા)
જીવી શકતાં નહોતાં અને વહાણ પણ છીપાવી શકાતા નહીં
ત્યાં આજે ઇંગ્રેજી રાજ્યના સંરક્ષણથી સૌ સારાં વાનાં થયાં
છે. સન ૧૬૭૧ માં મુંબાઇમાં ગોદી બંધાયા પછી પણ ચાં-
ચીઆઓની લૂટફાટ બંધ થઇ નહતી. ૧૭૫૬ માં સંતાવા-
ની જગાઓ તથા તેમના કિલ્લાના નાશ કર્યા; પરંતુ ૧૮૧૭ માં
થએલી ખડકીની લડાઇ પછી મરેઠાઓ નબળા પડયા અને
સલાહ શાંતિ થઇ ત્યાં સુધી જમીન તરફ પણ દુ:ખ હતું.

વળી બેટ હોવાથી વસ્તી વધવાનું દુઃખ પણ હતું તે ૧૭૭૧ માં વેલર્ડ બાંધી દરિઆના પાણીને ખસેડયું ને જમીનનો વધારો કર્યો; આથી વેપાર અને વસ્તી વધ્યાં. મરાઠાના ત્રાસથી તેમ ગોવામાં ધર્મની સતાવણીથી લોકો મુંબઇમાં આવી વસ્યા. સન ૧૮૦૪ માં ડયુક ઑફ વેલિંગટને મુંબાઇને "જુલમથી પીડાતા લોકનો આશ્રમ" એ નામ આપ્યું હતું. કારણ કે અત્રે ન્યાય જોઇએ તેવો મળતો હતો. મેયરની કોરટ કોર્ટ ઑફ રીકવેસ્ટસ અને રેકોર્ડરની કોર્ટથી કામ પૂરાં થતાં નહીં તેથી સુપ્રીમ કોર્ટ (વરિષ્ટ કોરટ) ચોથા જોર્જ રાજાના વખતમાં સ્થપાઇ જેની સત્તા છેક એડન અને ઝાંઝીબાર સુધી ચાલે છે. આ કોર્ટ હવે હાઇકોર્ટના નામે ઓળખાય છે અને તેની સ્થાપના ૧૮૬૨ માં થઇ હતી.

ચીનમાં રૂ અહીંથી ૧૮ મા સૈકાની આખરમાં મોકલવામાં આવતું હતું. પરંતુ હવે તો સંચાકામથી જાણીતા થવાથી સુતર કાંતીને અથવા કાપડ બનાવીને ચીન મોકલે છે. મુંબાઇમા પહેલ વહેલું ૧૮૫૪ માં સુતરનું કારખાનું નીકળ્યું. હાલમાં મુંબાઇમાં અને ઇલાકામાં મળી ૧૦૧ સુતર કાપડનાં કારખાનાં છે. મ્યુનિસીપાલીટીનો કારભાર લોકો તરફથી પસંદ થયેલા (ઇલેકટેડ કમીશનર) ૩૬, સરકાર તરફના (નોમીનેટેડ) ૧૫ અને બીજાં જાહેર મંડળો તરફથી ૨૦; એમ મળી ૭૧ કમીશનરોથી ચાલે છે આ સઘળા સઘળી જાતના માણસોમાંથી હોય છે; એટલે પારશી ૨૪; ઇંગ્રેજ ૧૭; હિંદુ ૧૬; મુસલમાન ૨; ફિરંગી ૨ છે. મ્યુનિસિપાલીટીનું ભવ્ય મકાન છે અને ઉપજ ૬૭ લાખની છે.

**મદ્રાસની હકીકત કહો?**

મદ્રાસની જમીન એક મરાઠા રાજા પાસેથી ઇસ્ટ ઇંડિઆ કંપનીએ ૧૬૩૯ માં ખરીદી શહેર અને સેન્ટ-જોર્જનો કિલ્લો બાંધ્યો. સન ૧૭૪૧ માં મરાઠાએ એ કિલ્લા ઉપર હલ્લો કર્યો હતો; અને ૧૭૪૬ માં ફ્રેંચ લોકોએ લઈ લીધો હતો. થોડા વર્ષ પછી ફરી એ ઇંગ્રેજોના કબજા-માં આવ્યો પરંતુ ૧૭૫૮ માં વળી ફ્રેંચોએ ઘેરો ઘાલ્યો. ત્યાર પછીથી શાંતિ રહી છે, પરંતુ મુંબાઇ અને કલકત્તાની માફક વેપારને માટે કુદરતી લાભ મળી શકતા નથી. વાવા-ઝોડાં અને તોફાન વારંવાર થયા કરેછે. રેલવે અને બકીં-ગહામ નહેરથી ઘણું સુખ મળ્યું છે. વેપાર તેમ વસ્તી વ-ધ્યાં જાયછે. ૧૮૭૧ માં વસ્તી ૩,૯૭,૫૫૨ ની હતી અને મ્યુનિસિપાલ ઉપજ ૫$\frac{1}{2}$ લાખની હતી; હમણાં વસ્તી ૪,૫૨ હજારની છે અને આવક ૧૩ લાખની છે. શહેરનો વહીવટ ૩૦ લોક તરફના અને ૧૦ સરકારના તથા એક પ્રમુખ મ-ળી ચલાવે છે.

આ ઘેરા પછી × × × મળ્યું છે, ત્યાર પછી કોઈના હુમલા થયા ન હોવાથી શાન્તિ પ્રસરી છે.

**નાંગરવાની જગા**—થોભાવવાની જગાઓ; લંગર કરવા-ને સ્થળે.

**આધુનિક**—હમણાંનો; તાજો.

**વિગ્રહ**—લડાઇ.

**રંગુન શહેરની હકીકત કહો?**

ઇંગ્રેજોને હસ્તક ૧૮૨૪ માં પહેલી બ્રહ્મી લડાઇ વ-

ખતે આવ્યું. ત્યાર પછીથી બ્રહ્મી લોકોએ પાછું લઇ લીધું; અને વળી સન ૧૮૫૨ માં બીજી બ્રહ્મી લડાઇ વખતે વળી ઇંગ્રેજોએ લીધું. ત્યારપછી આગથી ઘણું નુકશાન થયું ઇરાવતી નદી મોટી હોવાથી મોટાં મોટાં વહાણો રંગુન સુધી આવી શકે છે અને તેથી વેપાર ઘણો વધ્યો છે. સન ૧૮૮૦ માં વસ્તી અને વેપાર વધી શહેર થયું છે. મદ્રાસ કરતાં વસ્તીમાં રંગુન અઢીગણું ઓછું છતાં તે વેપારમાં એક કરોડ જેટલું વધ્યું છે. એટલે મદ્રાસનો ૧૧, તો રંગુનનો ૧૨ કરોડનો વેપાર છે; અને માંડલે જે બ્રહ્મદેશમાં મુખ્ય શહેર છે તેના કરતાં વસ્તી વધુ છે. રંગુન શહેરનો વહીવટ ૧૮ લોક તરફના અને ૭ સરકારતરફના એમ મળી ૨૪ મેમ્બરથી ચાલે છે. મ્યુનિસીપાલીટીની ઉપજ ૨૧ લાખની છે.

**વર્ણન**—ઇતિહાસ; હકીકત; હેવાલ; બ્યાન; હકીકત.

**મથકો**—સ્થળો; જગ્યા.

**સ્થાનિક સ્વરાજ્યનું × × × ચલાવે છે**—ગામવહીવટમાં પણ લોકોને ભાગ લેવાનો લાભ આપે છે તેવું જણાય તેવી રીતે.

મુંબાઇ, કલકત્તા, મદ્રાસ અને રંગુન શિવાયનાં પણ હિંદમાં વેપારના સ્થળો છે. કરાંચી, લાહોર, અલ્હાબાદ, કાશી (બનારસ) લખનૌ, દિલ્હી, નાગપુર વિગેરે શહેરો છે. આ સ્થળોમાં પણ મ્યુનિસીપાલીટીઓ છે અને તેમને પણ સ્વરાજ્ય હક્ક આપવામાં આવેછે.

**અવલોકન**—બારીક તપાસ.

**પાછલા કાળ × × × × સમજાશે**—પાછળનો ઇતિહાસ વાંચ્યાથી અથવા પાછળ જણાવેલી હકીકત જાણવાથી નવો શો ફેરફાર થયો છે તેની માહીતી મળશે.

**આકર્ષણ**—ખેંચાણ.

**સમસ્ત**—આખા; બધા.

અસલના રાજાઓના વખતમાં મોટાં મોટાં શહેરોને કિલ્લા હતા. રાજાની ઇચ્છામાં આવે તે સ્થળે શહેર વસતું, અને વખતે ત્યાં રાજાની કરડી નજર થતી તો સખ્તાઇ પણ વપરાતી. ધોતાળ ખર્ચથી અથવા ભપકાથી રાજધાનીમાં લોકોની વસ્તી ઉભરાતી અથવા તો જોરજુલમથી ત્યાં વસવાને લોકોને ફરજ પાડતા અને એક વખત આવેલાને ફરી જવા દેવામાં આવતા નહીં. એ સઘળું ઇંગ્રેજી રાજ્યના અમલમાં બંધ થયું છે. લોકો ગમે ત્યાં જઇ વસે છે. ઉઘરાવેલા કરો ફક્ત શહેરો માટેજ ખર્ચાતા નથી. શહેરના લોકોને રાજ્ય તરફનો કર તથા વેરો (મ્યુનિસિપાલીટીનો) બંને આપવાં પડે છે. વેરાના પૈસાનો ગામલોકના પસંદ કરેલા કારભારીઓ વહીવટ ચલાવે છે.

**બ્રિટાનિયા**—ઇંગ્લાંડ; બ્રિટન લોકોનો દેશ.

**કૂચ**—મુસાફરી.

**જ્યારે તોફાની પવન × × × × × પાડે છે**—સખ્તમાં સખ્ત તોફાનમાં કે વાવાઝોડામાં પણ જોકે મોટાં મોટાં મો-

જો થાય તોપણ વહાણે કરીને તે મુસાફરી કરેછે અને બ્હીકને ગણકારતા નથી.

---

## પ્રકરણ ૩ જું.

**જિલ્લો**=ઘણા ગામો મળીને થયેલા ભાગને તાલુકો કહેછે. અને આવા અમુક તાલુકાઓ મળીને ઠરાવેલા ભાગને જિલ્લો કહેછે–હિંદમાં આવા જીલ્લાઓ ૧૮૯૧ ની ગણતરીના પ્રમાણે ૨૪૪ અને એડન અને વરાડના ૭ જીલ્લાઓ મળી ૨૫૧ હતા. મુંબાઇ આ ગણતરીમાં આવ્યું છે; પરંતુ કલકત્તા અને તેનાં પરાં અને દેશી રાજ્યોનો આમાં સમાસ નથી. ગામોની સંખ્યા ૫ લાખ ૩૮ હજારની છે. જીલ્લો એ રાજ્યના અમલનું સ્થળ છે કેમકે રાજ્ય કેમ ચાલે છે, અને તેથી શો ફાયદો કે ગેર ફાયદો થાય છે, તે ઘણુંખરૂં અહિંજ જોવામાં આવેછે. જીલ્લામાં રાજ્ય સારૂં ચાલતું હોય તો આખું રાજ્ય સારૂંજ છે એમ સમજાય, કેમકે રાજ્યની પદ્ધતિ એકજ હોય. શહેર કે ગામનાં નામ કેટલાંક કારણોને લીધે ફરી પણ શકે પરંતુ જિલ્લાનાં નામ તો તેજ રહેછે.

**પ્રાંતના ભાગ**—જીલ્લા.

મહત્વ=મોટાઇ;

જિલ્લો એ પ્રાંત અથવા રાજ્યનો ભાગ છે તેથી રાજ્યકર્ત્તાએ તેના લાભનો વિચાર કરવાનો છે. પરંતુ તેને લાભ આપવાથી રાજ્યના બીજા મોટા ભાગને નુકશાન ન થાય તે પણ જોવાનું છે. કેટલીક વખત એમ પણ બને છે કે

રાજ્યના મોટા ભાગના ફાયદા માટે એક પ્રાંત કે જીલ્લાના લાભ સાંમુ જોવાનું નથી હોતુ અને તેમને નુકશાન થાય તેમ થવા દેવું પડે છે. દાખલા તરીકે, સિંધુ નદીના પૂરથી બચાવ કરવા માટે બાંધેલા કુશમોરના બંધથી જેકોબાબાદની કેટલીક જમીનને પાણી મળતું બંધ થયું. અને તેથી કરીને ત્યાંના રહેવાશીઓ અનાજ પૂરૂં ઉત્પન્ન કરી શક્યા નહીં અને ગેરલાભ થયો; પરંતુ જેકોબાબાદ અને સક્કર પ્રાંતો રેલથી ધોવાતા બચ્યાને તે ભાગના લોકોને લાભ થયો. અને રેલથી ઘણો ભાગ ધોવાઇ જઇ વસ્તી જતી રહે કે ઘટી જાય તેને બદલે થોડા ભાગને નુકશાન કરવાની જરૂર છે. પ્રાચિનકાળમાં પણ રાજાઓ ઘણાનો લાભ સાચવવા આ પ્રમાણે કરતા પણ તે ક્રૂર રીતે રાજ્યના મોટા ભાગના બચાવ માટે. શીખ રાજ્યે ચમખાનીના ખાન કરિમઉદ્દીનને આફ્રિદી લોકોની સત્તા તોડવા તથા ૨૦ આફ્રિદીઓનાં માથાં રોજ રજુ કરવા માટે પંજાબનો એક ભાગ જાગીર તરીકે આપ્યો હતો. આથી આફ્રિદી લોકાએ પંજાબને કનડવાનું છોડી દીધું. તેમજ પૂર્વ દિશામાં બ્રહ્મીલોકના ફાયદા માટે બ્રહ્મીરાજાએ જંગલી વાસ અથવા માથું વાઢનારા લોકની જાતને ચીના લોકોને શાન સંસ્થાનમાં અટકાવવા ઉશ્કેર્યા હતા. ઈંગ્રેજી રાજ્યે આવા જંગલી ઉપાયોનો હિંદના બચાવ માટે ઉપયોગ કર્યો નથી.

**જિલ્લાનું ક્ષેત્રફળ.—**

**ક્ષેત્રફળ**—જમીનનું માપ, લંબાઇ તથા પોહોળાઇ મળીને થએલો આંકડો; જમીનનું પ્રમાણ.

**સરેરાશ**—એકંદર.

હિંદનાં ઇંગ્રેજી રાજ્યના જીલ્લાઓનું જમીનનું પ્રમાણ તેમજ વસ્તીનો આંકડો એકસરખો નથી. મદ્રાસનો સૌથી વધારે છે, તો વાયવ્યપ્રાંતનું પ્રમાણ સૌથી થોડું છે. અમુક જીલ્લા ઉપર મુકાયલો ઉપરી અથવા અમલદાર તે જિલ્લાના રાજ્યવહીવટ માટે જવાબદાર થાય છે. તેણે એક બીજા સાથેનો સંબંધ સમજવો પડે છે. જિલ્લો નાનો હોય અને વસ્તી ઘણી હોય એવું પણ બને છે. ત્યારે; અથવા જિલ્લો વિસ્તારમાં મોટો હોય ત્યારે, અથવા પડોશની વસ્તી તોફાની હોય ત્યારે, અથવા પડોશના રાજ્યનો વહિવટ સારો ન હોય ત્યારે તે અમલદારને ઘણું સાચવવાનું હોય છે. તેને પોલીસનો જાપતો વધારે રાખવો પડે છે. મેસૂલ ભરનારની સંખ્યાના પ્રમાણમાં કામનો બોજો હોય છે. દાખલા તરીકે આગ્રા અને બનારસ લઇએ. આગ્રા વિભાગમાં ૬ જીલ્લા અને ૪૮ તાલુકા છે ત્યારે બનારસમાં ૫ જીલ્લા અને ૨૯ તાલુકા છે. બનારસનું ૫૦ લાખનું મેસુલ છે ત્યારે આગ્રાનું ૮૦ લાખનું છે. પરંતુ બનારસના મોટા જમીનદારો બારોબાર તીજોરીમાં ભરે છે અને આગ્રામાં નાના નાના ઘણા ખેડૂતો છે. માટે આગ્રાના ઘણા જીલ્લા પાડ્યા છે. બ્રિટીશ રાજ્યમાં હિંદના જિલ્લાઓ ઉપરનાં કારણો તપાસીને પાડેલા છે. પરંતુ કામનો બોજો અને જવાબદારી સરખી રાખી છે.

**હકૂમત**—હુકમ; રાજ્ય; અમલ.

સરકાર તરફથી વહીવટ કરનારામાં કલેક્ટર, માજીસ્ટ્રેટ;

અને તાબાના મદદનીશો, જડજો, આસીસ્ટન્ટો પોલીસ સુ-પ્રીન્ટેન્ડેન્ટ, ઇજનેરો અને વડો ડાકટર એ જિલ્લા-અમલદારો ઘણા અગત્યના હોય છે. તેમના ઉપર હુકમ અને કાયદા-ઓનો અમલ થવાનો આધાર છે. તેઓ રાજ્યના મુખ્ય અંગ છે; કેમકે જિલ્લાના દરેક ગામમાં તે જાણીતા હોય છે, તેથી તેમની શક્તિ કાર્ય કૂશળતા અને પ્રમાણિકપણા ઉપર સારો નરસો અમલ જણાય છે. સરકારની રાજ્યપદ્ધતિ સારી હોય અને જિલ્લાઅમલદારોમાં માલ ન હોય તો રાજ્યપદ્ધતિ સારી નીવડી શકતી નથી. અમલદારોને ઘણાં ને જૂદાં જૂદાં કામ કરવાનાં હોયછે.

કલેકટર—જિલ્લાનો ઉપરી છે. તેને દીવાની અને ફોજદારી કામ કરવાનાં છે. ઉપજ ઉઘરાવવાની અને શાન્તિ જાળવવાની હોય છે. જાહેર બાંધકામ અને દુકાળમાં લોકોને આશ્રય આપવાનો છે. જમીન સંબંધી તકરારોનો નિવેડો અને મ્યુનિસિપાલીટી ઉપર નજર રાખવાની હોયછે. તેમ આફત ને સંકટ સમયમાં લોકો તેનેજ પૂછે છે. તેજ સરકારના હુકમ જાહેર કરેછે અને તેજ લોકોનું દુઃખ સરકારને જણાવે છે. અને પ્રાંતોના ગવર્નર અને કાયદા બાંધનારી મંડળી તેના લખાણ ઉપર આધાર રાખે છે. બીજા અમલદારો કલેકટરના હુકમ અથવા સલાહ પ્રમાણે કામ કરે છે. ઇજનેર જાહેર બાંધકામ ઉપર અને વડો ડાકટર લોકોની તન્દુરસ્તી જુવે છે. કલેકટર તેના જિલ્લાની ઇસ્પીતાલો (દવાખાનાં), નિશાળો, કેદખાનાં અને એવાં બીજાં કામો

તપાસે છે અને તેમાં ભૂલચૂક હોય તે તેમના ઉપરીને જ- ણાવે છે. નાણાંનો ખર્ચ કરવાનો પણ તેનાજ હાથમાં હોયછે

જડજ અને કલેકટરનો અધિકાર એક બીજાથી જૂદો છે. કલેકટરને જમાબંધી વસુલ કરવાની, કરો ઉઘરાવવા- ના એટલુંજ કામ નથી પરંતુ તે લોકના સુખ અને શાં- તિને માટે પણ જવાબદાર છે. તેને પોલીસ ઉપર પણ દાબ રાખવાનો છે, તેમ ઇજનેરી ખાતામાં પણ જોવાનું છે. રા- જ્યનો તે જમણો હાથ છે. તેથી ન્યાયની સત્તા જે જડજને સોંપી છે તે સિવાય સઘળી મોટી સત્તા કલેકટરને આપી છે.

બ્રિટીશ રાજ્ય પહેલાં ન્યાય અને અમલની સત્તા એકજ જણને સોંપવામાં આવી હતી. રાજાઓ પોતાની ઇચ્છા પ્ર માણે વર્તતા અને તેથી તેમના જિલ્લા અમલદારો પણ આપ અખત્યારીએ કામ કરતા, તે વખતે અમુક કાયદા કોરટો માટે કે કર વસુલ કરવા માટે ન હતા. રાજાના હુકમો તેજ કાયદા. ઇંગ્રેજ સરકારે તે સઘળું જૂદી રીતે કર્યું. કાયદા બ- નાવનારાને કાયદા બનાવવાનું કામ સોંપ્યું. અને સરકારે તેમજ નોકરોએ તેને માન આપી તે પ્રમાણે વર્તવા લાગ્યા. તેથી કાયદા બનાવનારા સાથે અને તે પ્રમાણે વર્તનાર સાથે સંબંધ ન રહ્યો. કલેકટર જે જિલ્લાનો મુખ્ય તે હકૂમતનો અધિકા- રી, અને જડજ ન્યાયનો અધિકારી હોવાથી એક બીજાનો અધિકાર જુદો છે.

**પેટાભાગ.**—જિલ્લાના તાલુકા અથવા તેહસીલોના સમૂહથી પેટા ભાગ પાડ્યા છે. તે દરેકનો ઉપરી તે માટે

જવાબદાર છે, આ ઉપરી ડિસ્ટ્રીક્ટ ઑફીસરના હાથ નીચેના હોય છે. તેને ડેપ્યુટી માજીસ્ટ્રેટ કહેછે. પહેલાં કહેલા ૨૫૦ જિલ્લામાં ૧૦૫૬ આવા ભાગ છે. આ ભાગની મારફત સરકારના કાયદા દરેક ગામમાં જણાવાયછે. જિલ્લાઓના ઉપરી કલેકટરોને માથે એક અમલદાર હોયછે જેને કમિશનર કહેછે. જે કલેકટરોના કામ ઉપર દેખરેખ રાખે છે. આવા હિંદમાં ૫૪ વિભાગ છે. પરંતુ મદ્રાસ વિભાગ (ઇલાકામાં) કમીશનર નથી. તેનું કામ "બોર્ડ ઓફ રેવન્યુ" એટલે "મહેસૂલનુંમંડળ" ચલાવેછે. ટુંકામાં જાણવાજોગ એ છે જે હિંદના ૧૨ પ્રાંત (ઇલાકા) અને તેમાં ૨૫૦ જિલ્લા બનાવ્યા છે.

જિલ્લાની હકૂમત ચલાવનારાઓની નિમણુક કરવામાં ઘણી સંભાળ લેવાની છે. તેમણે ઘણી સત્તા હોવાથી સારી શક્તિવાળા, સારી ચાલચલગતના અને જે પાયા ઉપર ઇંગ્રેજી સત્તા ચાલેછે તેની જાત માહીતીવાળા એ ત્રણ ગુણનાને પસંદ કરવા જોઇએ. હિંદની ઇંગ્રેજી રૈયતને સિવિલસર્વિસ (મુલકી નોકરી) માટે જવાનો ઇંગ્રેજી મૂલકના રહીશ જેટલોજ અથવા ઇંગ્લાંડ, વેલ્સ, સ્કોટલાંડ અને આયરલાંડના રહીશ જેટલોજ હક્ક છે. આ પરીક્ષામાં પાસ થએલાનેજ કલેકટર નીમવામાં આવેછે. તે દરવર્ષે લંડનખાતે લેવાયછે અને જુદા જુદા ઇંગ્રેજી મૂલકમાંથી આવનારા ઉમેદવારોને એકજ સવાલપત્ર આપેછે. જવાબ પત્ર ઉપર ફક્ત નંબરજ લખાયછે અને નામ નથી લખાતું તેથી પરીક્ષકોને ખબર નથી હોતી કે એ પત્ર કોનો છે. એ નિ-

ષપક્ષપાતથી કામ થાયછે. વધારે માર્કવાળાને પસંદ કરેછે. થોડો વખત અજમાયશ રહ્યા પછી તેને બીજી પરીક્ષા પાસ કરવી પડેછે. અને પછી તેને હિંદની સિવિલસર્વિસ (I. C. S. આઇ. સી. એસ તે ઇન્ડિઅન સિવિલસર્વિસ)માં દાખલ કરેછે. આવા ૧૦૦૩ અમલદારો હિંદમાં છે. પસંદ થયલા ઉમેદવારોને જુદાં જુદાં ખાતાં અને હોદ્દાના કામનો અનુભવ મેળવ્યા પછી જડજ કે કલેક્ટરની જગા આપેછે. આ પ્રમાણે થયા સિવાય કોઈને કલેકટરની પદ્વી મળતી નથી પરંતુ પાર્લામેંટે સને ૧૮૭૧-૭૨ માં એક કાયદો કર્યોછે. જેમાં હિંદના વતનીઓ લાયક જણાય તો તેને પસંદ કરી કલેકટરની જગા આપવી એવી સત્તા આપીછે.

પેટા ભાગમાં ઘણાખરા દેશી નોકરો છે. આ રીત યૂરોપના અન્ય દેશોમાં નથી. રૂશિઆના તાબાનું મધ્ય એશિયામાંના ટ્રાન્સકાસ્પિયા પ્રાંતમાં અને તુર્કસ્તાનમાં સઘળા હોદ્દા ઉપર રૂશિયન અમલદારો છે, ફક્ત પોલીસ ઇન્સ્પેકટર ત્યાંનો વતની છે, હિંદમાં મામલતદાર કે તહેસીલદારની જગા દેશીનેજ મળેછે. ત્યાં આવા હોદ્દા પણ રૂશિઅનને આપ્યાછે. અને દુભાષિયાની અને બે પ્રિસ્તવની જગાજ દેશીઓને આપી છે. વળી ત્યાં દેશી લશ્કર મુદ્દલ નથી; સઘળું રૂશિયન લશ્કર છે; તેમ લશ્કરમાં એક માણસ કે અમલદાર ત્યાંનો દેશી નથી.

મુંબઇ ઇલાકામાં ૧૮૭૨ માં ૩૭ ડેપ્યુટી કલેક્ટર ને માજીસ્ટ્રેટમાં ૧૧ યુરોપીઅન અને ૨૬ દેશી હતા. ૮૩

સબ જડજમાં ૫ યૂરોપીઅન હતા. તેમ ૧૮૯૭માં ૫૧ દેશી અને ૪ ઇંગ્રેજ ડેપ્યુટી કલેક્ટર અને ૧૦૨ દેશી અને ૧ ઇંગ્રેજ સબજડજ હતો. અને મામલતદારો બધા દેશી હતા. એમાં ઇંગ્રેજી દેખરેખ નીચે હિંદના વતનીઓ પોતે પ્રમાણિકપણે, ન્યાયથી અને લોક તરફની ફરજ સમજીને રાજ્ય ચલાવતાં શીખે એ મૂળ હેતુ છે.

---

## પ્રકરણ ૪ થું.

સૂબા —પ્રાંતોના અધિકારીઓ;—ઉપરીઓ; કલેક્ટરો.

જ્યારે રાજ્ય સલાહશાંતિથી ચાલતું હોય અને તે સઘળું એકજ કાયદાથી અને એકજ સત્તાના હુકમથી ચાલતું હોય ત્યારે દેશના વિભાગ સારી રીતે પાડી શકાય છે. હિંદમાં પરદેશીઓના હુમલાઓથી, અંધાધુંધી રાજ્યથી, અંદર અંદરના કજિયાથી અને હુલ્લડ-બખેડાથી પ્રાંતોની હદ જતી રહી છે પરંતુ ગામ અને જિલ્લાની હદ તો કાયમ રહી છે. અકબરના સમયમાં પ્રાંતો બનાવવાને અને હદ નક્કી કરવાનો વખત અનુકુળ હતો. ત્યાર પહેલાં તો ઉત્તરહિંદ (સાતપૂડા અને હિમાલયની વચ્ચેનો પ્રદેશ) અને દક્ષિણ એજ બે ભાગ હતા. અબુલફજલે આઇને અકબરી ગ્રંથમાં આ હેવાલ આપ્યો છે કે અકબર બાદશાહે ૧૫૯૪-૯૫ માં રાજ્યના ભાગ પાડી દરેક ભાગના ઉપરીને સૂબો કહેવા લાગ્યા. આવા ૧૨ સૂબા હતા. તે ભાગો (બંગાળા, બહાર, અલ્લાહાબાદ, અયો-

ધ્યા, આગ્રા, માળવા, ગૂજરાત, અજમેર, દીલ્હી, લાહોર, મુલતાન, કાબુલ અને ત્યાર પછીથી જીતાયલા વરાડ, ખાનદેશ અને અહમદનગર મળી ૧૫ થયા.) માં ૧૦૫ સરકાર એટલે વિભાગો અથવા પ્રાંતના પેટા ભાગો હતા અને તેમાં ૨૭૪૭ કસ્બા હતા.

**હાલ ઇંગ્રેજી રાજ્યમાં**—મદ્રાસ, બંગાળા, મુંબાઇ, વાવ્યપ્રાંતો અને અયોધ્યા, પંજાબ, મધ્યપ્રાંતો, આસામ, બ્રહ્મદેશ, અજમેર, વરાડ, કુર્ગ, બલુચિસ્તાન અને આન્દામાનના બેટો. એમ આખા હિંદના ૧૩ ભાગ પાડ્યા છે. અકબરના રાજ્યમાં કાબુલ પ્રાંત (કાશ્મિર, બાજોર, સ્વાત, કંદહાર સહિત) હતો. અને દક્ષિણ ન હતો; તેમ આસામ, બ્રહ્મદેશ અને આન્દામાન પણ ન હતા. વળી અકબરના સમયમાં મેવાડ, મારવાડ, અજમેરના દેશી રાજ્યો ગૂજરાત અને વડોદરા, ઉદેપુર, અને રતલામ, માળવામાં સમાવેલો ધારનો મૂલક, ઇંદોર ને વરાડનો ભાગ એ પ્રાંતોમાં સામેલ હતા. અંગ્રેજી રાજ્યમાં તે જૂદા પાડવામાં આવ્યા છે.

**પ્રાંતો અને તેનાં નામ**—મદ્રાસ અને મુંબાઇ ઇલાકાઓના હાકેમોને ગવર્નર કહેછે. દરેક પ્રાંતના હાકેમને જૂદો જૂદો ઇલકાબ હોયછે. ગવર્નર, લેફ્ટેનન્ટ ગવરનર (પ્રાંતિક સંરકાર) ચીફ કમીશ્નર વિ. ગવર્નરને ઇંગ્લાંડથી પસંદ કરી મોકલે છે. બંગાળા, વાયવ્યપ્રાંત, અયોધ્યા, પંજાબ અને બ્રહ્મદેશ એના હાકેમો તે લેફ્ટેનન્ટ ગવર્નર અને તે વાઇસરાય અથવા ગવરનર જનરલે પસંદ કરી નિમેલા હોય છે—

ચીફ કમિશનરો પણ તેજ પસંદ કરેછે. મધ્યપ્રાંતો અને આસામ ચીફ કમિશનરોના તાબામાં છે. વરાડ, અજમેર અને કુર્ગ એ નાના હોવાથી વડી સરકારનો વધારે કાબુ છે. અને તેમના ઉપર કમિશનર નીમેલા છે. તેમ બલુચીસ્તાન અને આન્દામાનના બેટો ( કાળાપાણીના બેટો ) માટે પણ કમિશનરો છે. ગવર્નર અને લેફ્ટેનન્ટ ગવર્નરને મદદ કરવા એક ( કાયદા કરનારી મંડળી ) કૌન્સીલ આપી છે; તેઓ પોતાના ઇલાકા કે પ્રાંત માટે કાયદા ઘડે છે. અને ખર્ચ માટે નાણાની મોટી રકમ સરકારી ત્રીજોરીમાંથી આપી છે. ચીફ કમિશનરો અને કમિશનરોને આવું કાયદા મંડળ આપ્યું નથી. આ ઉપરથી માલમ પડે છે કે પ્રાંતની હદ એક સરખી નથી. કૂર્ગનો ૧૫૮૩ ચો. મા. વિસ્તાર છે અને બ્રહ્મદેશનો ૧૭૧૪૩૦ નો છે. આમ થવાનું કારણ રાજ્ય કેટલાંક કારણોને લીધે ધીમે,ધીમે વધ્યું છે તે છે. વેપારને અર્થે પ્રથમ ઇંગ્રેજ આવ્યા તે વખતે રાજ્યનો ખ્યાલ સુદ્ધાં નહિ હોય પરંતુ દૈવીચ્છાએ તેમ બન્યું છે. અને જેમ જેમ રાજ્ય પ્રાપ્ત થતું ગયું તેમ તેમ હાકેમો નિમાયા.

**મદ્રાસ**–મદ્રાસ એ જુનામાં જુનું ઇંગ્રેજનું શહેર ૧૬૩૯ માં ઇસ્ટ ઇંડીઆ કંપનીએ એક નાના રાજા પાસેથી ફોર્ટ સેંટ જોર્જના કિલ્લાની જમીન વેચાતી લઇ બાંધ્યું. ૧૬૫૩ માં એને ઇલાકાનું સ્થળ બનાવ્યું. ૧૭૫૩ માં ફ્રેંચોએ જીતી લીધું, વળી પાછું એને અંગ્રેજોએ જીત્યું. ને ૧૭૫૭ માં ફ્રેંચનું મચ્છલીપટ્ટણ લીધું, શાહઆલમ પાદશાહે ઉત્તરસિર-

કાર પ્રાંત કલાઇવને ૧૭૫૬ માં આપ્યો. ફ્રેંચોએ દેશી રાજા રાજાઓ સાથે મળી જઇને અંગ્રેજને આ દેશમાંથી કાઢવા યત્ન કર્યો. અને હૈદર, સુલતાન, જેણે મહીસુરનું રાજ્ય હિંદુ રાજા પાસેથી લઇ લીધું હતુ તેણે અને પછીથી તેના છો- કરા ટીપુ સુલતાને અંગ્રેજો સાથે લડાઇ કરી. તેઓ હાર્યા અને હિંદુ રાજવંશને મહીસૂરની ગાદી મળી અને અંગ્રેજોને પાંચ જિલ્લા મળ્યા. મદ્રાસ ઇલાકામાં એ અને નિઝામ તર- ફથી મળેલા બે જીલ્લા તથા ૧૮૩૮ માં કર્નલ ઉમેરાયું. ૧૮૬૨ માં કાનડા જીલ્લો મુંબાઇ ઇલાકામાં સામેલ કર્યો.

**મુંબાઇ**—૧૬૧૩ માં સુરતમાં, દિલ્લીના મોગલ પા- દશાહ પાસેથી સણંદ મેળવી વેપારની કોઠી ઘાલી. ૧૬૧૪ માં આખા હિંદમાં દાણ ભર્યા શિવાય વેપાર કરવાનો હુકમ મળ્યો. ત્યારપછી ૨૦ વર્ષે ( ૧૬૩૪ માં ) મુંબાઇમાં કોઠી ઘાલી. મુંબાઇ પોર્ટુગાલના રાજાને તાબે હતું ને તેની છો- કરીની પહેરામણીમાં ઇંગ્લંડના રાજા ચાર્લ્સ બીજાને આ- પ્યું હતું અને તેણે ઇસ્ટ ઇંડિઆ કંપનીને આપ્યું હતું. ૧૭૦૮ માં મુંબાઇને પ્રેસિડેન્સી (ઇલાકો) બનાવ્યું. શ. આતમાં એક સૈકા સુધી તેમને મરાઠાએ બહુ પજવ્યા. પુનામાં પેશ્વા ના- રાયણરાવના ખૂન પ્રસંગે રાજ્યમાં ઉથલપાથલ થવાથી રાગોબાએ અંગ્રેજની મદદ માગી. અને તેમાં વસાઇ, સા- ષ્ટી અને મુંબાઇની પાસેના બેટો અંગ્રેજને મળ્યા. અંગ્રે- જોને મરેઠા સાથે ત્રણવાર લડાઇ થઇ. સુરત, ભરૂચ, અને ખેડા બીજા મરેઠી વિગ્રહમાં લીધાં હતાં તેમાં ૧૮૧૭ માં

ખડકીની લડાઇ વખતે દક્ષિણુ અને કોકણુ ઉમેરાયો. ૧૮૪૩ માં સિંધને સર ચાર્લ્સ નેપિઅરે ખાલસા કર્યું. એડન પણ જીતી મુંબાઇ ઇલાકામાં ઉમેરાયું. ૧૮૩૯.

**બંગાળા**—સુરતની અંગ્રેજોની કોઠીવાળાએ પાદશાહ પાસેથી બંગાળાના મિદનાપુર જીલ્લાના પીપળી ગામમાં વેપાર કરવાની રજા મેળવી. ૧૬૪૨ સુધી છૂટક વેપાર કર્યો. ત્યારપછી બાલાસોરમાં કોઠી ઘાલી. પણ ત્યાંના અમલદારોએ તેમનાપર બહુ જૂલમ કર્યો. ૧૬૯૮ માં કલકત્તા ગામનું ખરીદ કરી કિલ્લો બંધાવ્યો. ૧૭૫૬ સુધી તેમનો વેપાર ઠીક ચાલ્યો. બંગાળાના નવાબ સુરાજ-ઉદ-દૌલાએ કલકત્તા લઇ લીધું અને ૧૪૬ અંગ્રેજને અંધારી કોટડીમાં પૂર્યા. તેમાં ૨૩ જીવતા રહ્યા. મદ્રાસથી તેમની મદદ માટે કલાઇવ લશ્કર લઇ આવ્યો.

અને પ્લાશીની લડાઇમાં ૧૭૫૭ માં અંગ્રેજોની જીત થઇ જેથી તેમને ઘણી સત્તા મળી. ૧૭૬૫ માં પાદશાહ શાહઆલમે બંગાળા, બહાર અને ઓરીસાની દીવાની કર વસુલ કરવાની મંજુરી આપી. ૧૮૦૩ માં મરાઠા પાસેથી ઓરીસા (ઓઢીઆ) મળ્યો. આ પ્રમાણે બંગાળા ઇલાકો બંન્યો ને તે તમામ મૂલક બંગાળાના ગવર્નર જનરલના હુકમ નીચે આવ્યો. ૧૮૩૪ માં બંગાળાનો ગવર્નર જનરલ આખા હિંદનો ગવર્નર જનરલ થયો. ૧૮૫૪ માં લેફટેનન્ટ ગવર્નર નિમાયો ત્યાં સુધી બંગાળા ઇલાકો તેના હુકમ નીચે હતો અને ત્યાં સુધી તેને ધારાસભાની મદદ નહતી. ૧૮૬૦

માં સીકિમ અને ૧૮૩૫ માં ભૂતાનનો મૂલક બંગાળા ઇ-લાકામાં ભેળાયો. ૧૮૭૪ માં લેફ્ટેનન્ટ ગવરનર ( પ્રાંતિક સરકાર ) નું કામ ઓછું કરવા આસામ જૂદું પાડ્યું. આ પ્રમાણે બંગાળા ઇલાકો થયો. તે વસ્તીમાં પહેલે નંબરે છે

મદ્રાસ ઇલાકામાં વસ્તી ૩૫૦ લાખ ને વિસ્તાર ૧૪૧, ૧૮૯ ચોરસ માઇલ છે.

મુંબાઇ ઇલાકામાં વસ્તી ૧૯૦ લાખ ને વિસ્તાર ૧૨૫૧૪૪ ચોરસ માઇલ છે.

બંગાળા ઇલાકામાં વસ્તી ૭૧૦ લાખ ને વિસ્તાર ૧૫૧૫૪૩ ચોરસ માઇલ છે.

**વાવ્યયપ્રાંત**—બંગાળા ઇલાકો મેળવ્યા પછી તેને સલાહ શાંતિમાં જાળવી રાખવાનીજ ઇચ્છા હતી. તેમાં વ-સ્તી સપાટાબંધ વધી અને આબાદ થવા લાગી. પરંતુ એ મૂલકનું રક્ષણ કરવા, અને પડોશના રાજ્ય સાથે મિત્રાઇ રાખવાની જરૂર હતી. તેથી મરેઠા અને નેપાળના લોકો જો-ડે તેમ સિંધીઆ અને હોલ્કરની જોડે લડવું પડ્યું હતું. મરેઠા હાર્યા તેમાં ઇંગ્રેજને કેટલોક મૂલક મળ્યો. નેપાળની લડાઇમાં પણ અંગ્રેજને મૂલક મળ્યો. અને નાગપુરના સી-તાબલ્દીની છાવણી ઉપર ચઢાઇ કરનાર રાજાને ઉઠાડી મુ-ક્યો. અયોધ્યાનું રાજ્ય પણ ભાગ્યું. ૧૮૫૭ ના બળવા પ્ર-સંગે સાગર અને નર્મદાના પ્રદેશો પણ મધ્યપ્રાંતોમાં જોડા-યા. અને દિલ્લી પંજાબમાં જોડ્યું. અલ્લાહાબાદ વાયવ્યપ્રાંતોની રાજ્યધાની થયું. હાલ એક લેફ્ટેનન્ટ ગવર્નરના હુકમ નીચે

ચાલેછે. એ પ્રાંતમાં વસ્તી ૪૭૦ લાખની ને વિસ્તાર ૧૦૭૫૦૩ ચોરસ માઇલ છે.

**પંજાબ**—બંગાળાની માફક પંજાબ મેળવવામાં મહેનત પડી નહિ. પંજાબ એટલે પાંચ નદી (સતલજ, બિઆસ, રવી, ચિનાબ, જેલમ) વચ્ચે આવેલો મૂલક. એ બળવાન શીખ રણજીતસિંગ રાજાના હાથમાં હતો. અંગ્રેજે તેની જોડે સંધિ કરી હતી. એના મરણ પછી તેનો દીકરો દુલિપસિંહ નાનો હોવાથી શીખનું બળવાન લશ્કર (૭૨૦૦૦ માણસો, ૩૮૧ તોપો) કબજામા રહ્યું નહિ. અને ૧૮૦૯ ની સંધિ પ્રમાણે ન વર્તતાં અંગ્રેજી હદ ઉપર હલ્લો કરવા લાગ્યું. તેથી લઢાઇ થઇ. તેમાં સતલજની પશ્ચિમનો મૂલક જપ્ત કર્યો. અને બીજો મૂલક ૧૮૪૯ માં જીતી લીધો. પ્રથમ એ મુલક ત્રણ મેમ્બરની એક બૉર્ડથી ચાલતો. ૧૮૫૩ માં ચીફ્ કમિશ્નર નીમાયો અને ૧૮૫૯ માં લેફ્ટેનન્ટ ગવર્નર નીમાયો. મુખ્ય શહેર લાહોર છે. વસ્તી ૨૧૦ લાખની અને જમીનનો વિસ્તાર ૧૧૦૬૬૭ ચોરસ માઇલ છે.

**મધ્ય પ્રાંતો**—સાગર પ્રાંત જે સિંધિયા પાસેથી લીધો હતો તે અને ૧૮૧૮ માં જે નર્મદા પ્રાંતો મળ્યા હતા તે વાયવ્ય પ્રાંતોમાં જોડાયલા હતા તે જૂદા પાડ્યા. ૧૮૫૩ માં આ પ્રાંતો સાથે નાગપુરનો રઘુજી બીન વારસ હોવાથી તેનું રાજ્ય જોડાયું. ત્યારપછી ૧૮૬૦ માં નિઝામ પાસેથી મળેલો ઉપલો ગોદાવરી જીલ્લો તથા સિંધિયાની પાસેથી મળેલો નિમાર જીલ્લો આમાં જોડાયો. ૧૮૬૧

માં ત્યાં ચિફ કમીશનર નીમ્યો. એનું મુખ્ય શહેર નાગપુર છે. તથા એમાં ૧૮ જિલ્લા છે. એની વસ્તી ૧૧૦ લાખની અને ૮૬૫૦૧ ચોરસ માઇલ વિસ્તાર છે.

**આસામ**—જ્યારે સીલહટ અને ગોવલપુર જીલ્લા બંગાળાથી છૂટા પાડી "બ્રહ્મપુત્રા વેલી" માં જોડાયા ત્યારે ૧૮૭૪ માં આ પ્રાંત બનાવ્યો. ૧૮૨૬ ની બ્રહ્મદેશ સાથેની લડાઇ પ્રસંગે તે જીત્યો હતો. ડુંગરી મૂલકો જેવાં કે નાગા, લુશાઇ, ગારો, ખેસીયા, જૈનશીયા વિગરેને ત્યાંની જંગલી જાતોને સજાને માટે ખાલસા કર્યાં હતા. તેનું મુખ્ય શહેર શિલાંગ છે એક ચીફ કમિશનર ત્યાં નીમ્યો છે. વસ્તી ૫૫ લાખની અને વિસ્તાર ૪૯૦૦૪ ચો. મા. છે.

**બ્રહ્મદેશ**—અંગ્રેજોને દિલ્લીના પાદશાહે બંગાળા ભેટમાં આપ્યો હતો. આરાકાન પ્રાંતને, આસામ અને ચિતાગાંગ જીલ્લાની સાથે સંબંધ થયો. ૧૭૮૪ માં બ્રહ્મી રાજાએ આરાકાન જીત્યો અને ૧૮૨૪ માં મુર્શીદાબાદ સુધીનો બંગાળાના મૂલકનો તે દાવો કરવા લાગ્યો. તે વખતના ગવર્નેર જનરલ લોર્ડ આમ્હર્સ્ટે રાજાને ઘણું સમજાવ્યો પણ ન માન્યું તેથી લડાઇ થઇ. તેથી આરાકાન, ટેવોય અને તીનાસરીમ અંગ્રેજને મળ્યાં. અને કંપની સાથે સંધિ કરી. ૧૮૫૨ માં સંધિ ન પાળતાં રંગુનના હાકેમે અંગ્રેજી અમલદાર કેપ્ટન ફ્રિશઓર્નનું અપમાન કર્યું. તેથી લૉર્ડ ડેલહાઉસીએ પેગુ ખાલસા કર્યું અને રંગુન કબજે કર્યું. ૧૮૮૫ માં નીચલા બ્રહ્મદેશ ઉપર બ્રહ્મી રાજા થીબોએ ચ-

ઢાઇ કરી તેથી લૉર્ડ ડફરીને બ્રહ્મદેશ જીતી ખાલસા કર્યો, નીચલો અને ઉપલો બ્રહ્મદેશ જોડી દીધો. અને રંગુન મુખ્ય શહેર થયું. ૧૮૯૭ માં લેફ્ટેનન્ટ ગવર્નર નીમ્યો. આશામ સંસ્થાન સિવાય બ્રહ્મદેશનો વિસ્તાર ૧,૭૧,૪૩૦ ચો. મા. અને વસ્તી ૭૫૦ લાખ છે. રંગુન મોટું વેપારનું મથક થઇ પડયું છે—

**બીજા પ્રાંતો**—અજમેર અને મેવાડ રજપૂતસ્થાનમાં છે. ૧૮૧૮ માં પેશ્વા પાસેથી અજમેર મળ્યું. અને મારવાડ અને મેવાડના રજપૂતોને લૂંટારૂ ટોળીઓમાથી બચાવ્યા તેમાં મેરવાડા કંપનીને મળ્યું હતું. રજપૂતાનાનો વાઇસરોયનો એજન્ટ એજ અજમેરનો ચીફ કમિશનર છે.

**વરાડ**—હૈદરાબાદમાં નિઝામ સાથેની સંધિ પ્રમાણે ઇંગ્રેજી લશ્કર રાખવાની સરતમાં મળ્યું હતું. મુખ્ય શહેર ઉમરાવતી છે.

**કુર્ગ**—મહીસૂરની પશ્ચિમમાં એ ડુંગરી પ્રાંત છે. કુર્ગના લોકોનું તેમના જૂલમી રાજા વીરરાજેન્દ્ર વડીઆરથી રક્ષણ કર્યું હતું; તે મુલક ૧૮૩૪ માં જીત્યો. મુખ્ય શહેર મર્કેરા છે. મહીસૂરનો રેસિડન્ટ ચીફ કમિશનર એનો વહીવટ ચલાવેછે.

બ્રિટિશ બલુચિસ્તાન અથવા કવેટાનો મૂલક ૧૮૭૯ માં, બોરીખીણુ ૧૮૮૪ માં અને ઝોબ પ્રાંત ૧૮૮૫ માં અંગ્રેજે મેળવ્યો.

હિન્દી મહાસાગરમાં આવેલા આન્દામાનના બેટોમાં ૧૮૫૮ થી દેશનિકાલની સજાવાળાઓને રાખવાનું સ્થાન ઠ-

રાખ્યું છે. મુખ્ય શહેર પોર્ટબ્લેર છે. અને વસ્તી નેગ્રિટો જાતના ઠીંગણા લોકોની છે.

ભરતખંડના કિનારા ઉપર આવી વસેલા અંગ્રેજોએ થએલી ગેરવ્યવસ્થા, અંધાધુંધી અને બખેડામાં વેપાર, કાયદા અને શાન્તિનાં બી વાવ્યાં, બીમાંથી મોટાં ઝાડ થયાં અને તેની છાયામાં સુરત, મુંબાઇ, મદ્રાસ અને કલકત્તા શહેર થયાં. લોકોને પોતાની સલામતી માટે હથિયાર લેવાની જરૂર રાખી નહિ પણ શાન્તિથી અને કાયદા પ્રમાણે વર્તવાની ટેવ પાડી.

---

## પ્રકરણ ૫ મું.

---

**પર મુલક એટલે શું ? ક્યા ક્યા પ્રાંતોને પર મુલક** કહ્યા છે ? એ હવે અવશ્ય જાણવાની જરૂર છે. આ જગાએ દેશી રાજ્યોને પર મુલક કહેલાં છે. તેમાંના કેટલાંક તો મોટાં રાજ્યો છે ને કેટલાંક નાનાં નાનાં સંસ્થાનો છે. એ સર્વે અંગ્રેજ તરફથી નિમાયલા પ્રતિનીધીની સત્તા નીચે ચાલેછે; પરંતુ તેમાં અંગ્રેજી અમલદારો વહીવટ કરતા નથી, છતાં તે અંગ્રેજી રાજ્યના રક્ષણ નીચે છે. બ્રિટિશ કોર્ટો તરફથી ન્યાય તેમને મળતો નથી અને તે અંગ્રેજી રૈયત નથી તો પણ વડી સરકાર તે શી રીતે ચાલે છે તે જૂએ છે. કારણ કે તેમાં જો અંધાધુંધી ચાલતી હોય તો તેની અસર તે

રાજ્યોની પડોશમાં આવેલી અંગ્રેજી હદને લાગ્યા વગર રહે નહિ. તેમાં જો બળવો થયો હોય તો અંગ્રેજી રાજ્ય તેને બેસાડવાને પ્રયત્ન કરેછે. જો એક દેશી રાજ્ય બીજા દેશી રાજ્ય સાથે અંગ્રેજોની સાથેની સંધિ વિરૂદ્ધ સલાહ કરે તો તે સલાહ તોડવાને તેમને ફરજ પાડવી પડે છે. તેમ કાયદા વિરૂદ્ધ ચાલચલણ અથવા ખરાબ રીત જે કાંઇ દેશી રાજ્યમાં ચાલતી હોય તો તેમાં પણ અંગ્રેજી રાજ્યને તે શાંત પાડવા ઉપાયો લેવા પડે છે. આવાં રાજ્યો લગભગ ૮૦૦ આવેલાં છે. પિંઢારી વિગ્રહના સમયમા તેમ પંજાબ અને ગ્વાલિયરની સૈન્યના તોફાનમાં અને ટીપુ સુલતાને મ- હાન્ નેપોલિયન સાથે સલાહ કરી હિંદમાંથી અંગ્રેજને હાં- કી કહાડવા યત્ન આરંભ્યો તે વખતે ઇંગ્રેજે જે અગમચે- તી વાપરી હતી તે પ્રમાણે જો ન કર્યું હોત તો કેટલું નુ- કશાન થાત ?

હાલની અને પહેલાંની દેશી રાજ્યોની સ્થિતિમાં ઘણો- જ ફેર માલમ પડે છે. મોગલ પાદશાહો કે રણજીતસિંહ જેવા બળવાન રાજાઓ સંસ્થાનોને ખાલસા કરતા, અથ- વા તો જેમનાં તેમ તોફાન, બખેડા કે ફિસાદમાં રહેવા દેતા. તેમના વખતમાં આ શિવાય બીજો રસ્તો ન હતો. અંગ્રેજી રાજ્યમાં ૧૮૬૦ માં મહારાણીશ્રી વિક્ટોરિઆ તરફથી હિં- દ ખાતાના વજીરે જણાવેલા નિયમ પ્રમાણે તે એક બીજાના હક્કને માન આપે છે, અને પોતાના હક્ક સાચવે છે.

કંપનીનું પહેલું પગલું પોતે દેશી રાજ્યોની ખટપટ અને

તોફાનમાં સામેલ થઇ રાજ્ય મેળવવા કરતાં વેપારથી લાભ મેળવવાનું હતું. પરંતુ જ્યારે તેમના ઉપર હુમલા થવા માંડ્યા ત્યારે બચાવની ખાતર અને પોતાની કોઠીઓનાં સ્થળો મજબૂત કરવાની તેમને જરૂર પડી. ૧૭૯૩ માં ત્રીજા જોર્જના સમયમાં પાર્લામેન્ટે "જીત મેળવીને રાજ્ય વધારવાનો યત્ન કરવો એ આ દેશની પ્રજાની ઇચ્છા, આબરૂ અને રાજ્યનીતિ વિરૂદ્ધ છે" એમ કહી અટકાવ્યા. આ પ્રમાણે હિંદમાં લૉર્ડ કોર્નવાલીસ ગવર્નર હતો તેણે દેશી રાજ્યોને મદદ તો ન આપી પણ પહેલાંની કરેલી સલાહ તોડી નાંખી. પણ આથી સુખ કરતાં દુઃખ થયું. લૂટારાઓને દેશી રાજ્યોમાં આશ્રય મળ્યો અને તેમણે અંગ્રેજી મૂલકપર હુમલા કરવા માંડ્યા.

ઉપર જણાવ્યા પ્રમાણે ઉત્પન્ન થયેલી ખટપટનો અંત લાવવાનું કામ ૧૮૧૩–૨૩ સુધી રહેલા લૉર્ડ મોયરા અથવા હેસ્તિંગ્સને માથે આવ્યું. તેના સમયમાં સલાહ શાન્તિ થઇ. અને અંગ્રેજોના આશ્રયનાં સંસ્થાનોમાં તેનો કારભાર ત્યાંનાજ કારભારીઓને સોંપાયો. આથી અંધેર વધ્યું. આથી અંગ્રેજે દેખરેખ રાખવા માંડી. બીન વારસી રાજા મરણ પામે એટલે લોકો રાજ્યકર્ત્તાનો ફેરફાર કરવા મત આપે ત્યારે તેનું રાજ્ય ખાલસા કરી દેવા માંડયું.

૧૮૫૮ માં કંપનીનું રાજ્ય રાણીશ્રીના હસ્તક આવ્યું ત્યારે ખાલસા કરવાની રીત બંધ કરી; અને જણાવ્યું કે જ્યાં સુધી અંગ્રેજી રાજ્ય વફાદાર રહેશે ત્યાંસુધી તે

રાજાઓનો વંશ અને મોભો જાળવવામાં આવશે રક્ષણ થ-
શે અને સંસ્થાન કાયમ રહેશે, જરૂર પડે તેને યોગ્ય સલા-
હ આપવામાં આવશે. નાલાયક જણાય છે તો તેની જગા-
એ યોગ્ય પુરૂષને ગાદી આપવામાં આવેછે. ન્હાની ઉમરના
રાજાને માટે એડમીનીસ્ટર નીમી તે રાજ્યમાં સુધારા દાખ-
લ કરેછે, ને રાજા યોગ્ય ઉમરનો થાય ત્યારે તેમને રાજ્ય
પાછું આપેછે.

દેશી રાજ્યોના ત્રણ વર્ગ પાડેલા છે. (૧) ઘણા પ-
હોળા વિસ્તારવાળાં રાજ્યો; જેનાં સંસ્થાનો સાથે સાથે હો-
યછે. (૨) મોટા વિસ્તારવાળાં છૂટાં સંસ્થાનો (૩) અંગ્રેજી
હદમાં આવેલાં છૂટાં છૂટાં સંસ્થાનો. આ સૌમાં પહેલા વ-
ર્ગમાં—રજપૂતાના, કાઠિઆવાડ, મધ્યપ્રાંતોનાં સંસ્થાનો, બ-
લુચિસ્તાન, અને થોડાંક બીજાં છે. બીજા વર્ગમાં મહીસૂર,
કાશ્મીર, હૈદરાબાદ, વડોદરા અને કેટલાંક બીજાં; વળી ત્રાવ-
ણકોર, કોલ્હાપુર, અને કચ્છ પણ મોટાં રાજ્યો છે. ત્રીજા
વર્ગમાં સતારાની જાગીર, દક્ષિણ મરાઠા પ્રાંત, ઓરિસા અ-
ને બીજા ઘણાં સંસ્થાનો છે.

રજપૂતાના સંસ્થાન ૨૦ નાનાં સંસ્થાનોનું બનેલુ છે.
તેનું ક્ષેત્રફળ લગભગ ૧,૩૦,૨૬૮ ચો. મા. છે. એની વ-
સ્તી મુંબાઇ ઇલાકાથી ¾ જેટલી છે. તેમાં ૨ જાટનાં, ૧ ટાં-
કનું મુસલમાની સંસ્થાન અને બાકીનાં રજપૂતોનાં છે. તે-
માં ઉદેપુર (મેવાડ), મારવાડ, (જોધપુરનું) જેપુર, બીકાનેર,
જેસલમીર, ભરતપુર, અલવાર, કોટા, અને ધોળપુર મુખ્ય

છે. પહેલા ત્રણ રાજ્યમાં કુટુંબો સૌથી જૂનાં ગણાયછે. તેમને મોગલો, મરેઠા અને પીંઢારાઓ બહુ સતાવતા. સન ૧૮૧૮ માં તે રાજ્યો અંગ્રેજી રક્ષણ નીચે આવ્યાં. ગવર્નર જનરલ તરફનો એજન્ટ જે રાજકીય અધિકારી છે તે આબુમાં રહેછે.

મધ્ય હિંદ એજન્સીમાં રજપૂતસ્થાન કરતાં વધારે સંસ્થાન છે. તેમનો વિસ્તાર લગભગ ૭૭૮૧૦ ચો. મા. છે. ગ્વાલિયર, ઇંદોર, ભોપાળ, રેવા, રતલામ, નિમાર, માળવા વિગરે સંસ્થાનો છે; તેમાં પહેલું મુખ્ય છે. તેમાં કેટલાંક નાનાં નામનાંજ મોટાં સંસ્થાનને તાબે છે. વળી કેટલાંક મોટાં નાનાં સંસ્થાનને ખંડણી આપેછે. આવી રીતે ત્યાં ઘણી ગુંચવણ છે. આનું કારણ એ છે કે અંગ્રેજી સમયમાં માંહોમાંહીના કજીઆ પતાવવા માથે લીધું તે વખતે જે જેને તાબે મૂલક હોય તે રહેવા દીધા, અને તે પળાવા માથે લીધું. અહીંનો ગવર્નર જનરલનો એજન્ટ ઇંદોરમાં રહી બુદેલખંડ, ભાગળખંડ, ગ્વાલિયર, નિમાર, માળવા વિ. ઉપર દેખરેખ રાખેછે.

બલુચિસ્તાન જે સિંધુ નદીની પશ્ચિમે આવેલો છે અને જે ઇરાન અને અફઘાનીસ્તાનથી આવવાના રસ્તામાં આવેલો છે તેમાં ખીલાતના ખાનનો મૂલક, લુસબેલાના જામનો મૂલક અને ઇંગ્રેજી ક્વેટાનો પ્રાંત આવેલા છે. ત્યાંનો ચીફ પોલીટીકલ એજન્ટ ક્વેટામાં રહેછે.

કાઠિઆવાડમાં ઘણાં નાનાં નાનાં રાજ્યો છે. તેનું ક્ષેત્રફળ ૨૦ હજાર ચો. મા. છે. ૧૪૭ મોટાં રાજ્યો હતાં.

અને ૮૦ જાગીરો બીજાં રજવાડાં ભેગી ભળી ગઇ. પરંતુ ત્યાર પછી, ૧૮૬૩ માં રાજ્યોમાં ભાગ પાડી ૪૧૮ જાગીરો થઇ. પેશ્વા સાથેની સંધિ પ્રમાણે કાઠિઆવાડને ખાલસા કરવાનો હતો. હાલમાં મોટાં રાજ્યોને સાત વિભાગમાં વહેંચી નાંખી જૂદી જૂદી સત્તા આપવામાં આવી છે. અને નાનાંને એકઠાં કરી થાણાં બનાવ્યાં છે. અને રાજાઓ જે કેસ ન ચલાવી શકે તે પોલીટીકલ એજન્ટ ચલાવે એમ ઠરાવ્યું છે. આ સઘળું સીમાડાની તકરારો, બહારવટાં, લૂટફાટો અને સત્તાના ટંટા પતાવવાને માટે કરવામાં આવ્યું છે.

એક રાજાની સત્તાથી સઘળો કારભાર ચાલે તેવાં રાજ્યો— હૈદરાબાદ, કાસ્મીર, મહીસૂર અને વડોદરા છે. હૈદરાબાદ, મધ્ય પ્રાંત જેટલા વિસ્તારમાં છે. તેનું ૮૨૬૯૮ ચો. મા. ક્ષેત્રફળ છે. આ રાજ્ય સ્થાપનાર દિલ્હીના પાદશાહનો નોકર હતો. તે મોગલોની પડતીમાં સ્વતંત્ર થયો. તેના વંશજોએ અંગ્રેજની લશ્કરની મદદથી સેવા કરી તેમાં તેને મૂલક વધારી આપ્યો.

**કાશ્મીર**—સિંધુ અને રાવીની વચમાં આવેલો ડુંગરી મૂલક ૧૮૪૬ માં સોબ્રાનની લડાઇમાં શીખની હાર વખતે અંગ્રેજને મળ્યો. તેને નવું રાજ્ય બનાવી અમૃતસરની સંધિમાં જમ્મુના રાજા ગુલાબસિંગને આપ્યો.

**મહીસૂર**—દક્ષિણમાં મહીસૂરનું મોટું રાજ્ય ૨૮ હજાર ચો. મા. વિસ્તારમાં છે. તે હૈદરઅલી અને ટીપુ સુલતાન અને તેના છોકરાં પાસેથી લઇ તેના અસલ માલિક હિંદુ રાજાને ૧૭૯૯ માં સોંપ્યું. ૧૮૬૮ માં મહારાજના મરણ પછી

દત્તક લીધેલા રાજાને કબુલ કરી ૧૮૮૧ માં ગાદી સોપી. તેના મરણ પછી ૧૮૯૪ માં તેનો છોકરો ગાદીએ આવ્યો. એ પ્રમાણે દેશી રાજાની હકૂમત નીચે એ રાજ્ય આવ્યું.

પશ્ચિમ હિંદમાં આવેલું વડોદરાનું રાજ્ય ૮૨૨૬ ચો. મા. ક્ષેત્રફળમાં છે. ત્યાં રાજ્ય કરનારને ગાયકવાડ કહે છે. મુસલમાની પડતીના સમયમાં પેશ્વા સાથે સંધિ કરી દામાજીએ ગાદી સ્થાપી. ૧૮૭૫ માં ગાયકવાડ મલ્હાવરાવને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને બીજા યોગ્ય પુરૂષને દત્તક લેવાનો હક્ક આપ્યો. જે હાલ ગાયકવાડ છે તે શિયાજી મહારાજ દત્તક લેવાયલા છે.

કયો રાજા નાનો કે મોટો છે તેને જાણવા માટે તોપના માનમાં ફેરફાર છે. ઘણામાં ઘણું ૨૧ નું અને ઓછામાં ઓછું નવનું છે. વડોદરા, મહીસુર, હૈદ્રાબાદને ૨૧, ભોપાળ, ગ્વાલિયર, કાશ્મિર, ઇંદોર, મેવાડ, કોલ્હાપુર, ત્રાવણકોરને ૧૯; તેમ ૧૭ વાળા ૧૩ રાજા; ૧૫ વાળા ૧૭ રાજા છે.

ન્હાનાં ત્રીજા વર્ગનાં રાજ્યો જાગીરોમાં ગણાયછે. આવાં રાજ્યો ઇંગ્રેજી મૂલકમાં છૂટાં છવાયલાં આવેલાં છે. જેવાં કે સતારાની જાગીર, દક્ષિણમહારાષ્ટ્રની જાગીર, મધ્ય પ્રાંતોનાં રાજ્યો, તેમજ ઓઢિઆની જાગીરો અને બીજી જાગીરો તેઓ બળવાન નથી તોપણ જો ખરાબ નીવડે તો પાડોશના રાજને, બદોબસ્તને અને શાંન્તિને ખલેલ કરે. પરંતુ સલાહ શાન્તિથી એક બીજા સાથે હળીમળી ચાલે છે; નહિ તો વડી સરકારને આટલાં બધાં રાજ્યો કબજે કરવાનું મુશ્કેલ થઇ પડે.

દેશી રાજ્યોને આથી હવે શા શા ફાયદા છે તે તપાસીએ. (૧) અંગ્રેજોએ સલાહ વખતે જે કરારો અને વચનો આપેલાં છે તે બરોબર પાળ્યાં છે તે જણાઇ આવે છે. (૨) અંગ્રેજી અને દેશી રાજ્યોના વહીવટની સરખામણી થઇ શકે છે. (૩) રાજ્ય સાચવવાને, બંદરો સહીસલામત અને પૂરતા જાપતાવાળાં રાખવા માટે દરિયાઇ ફોજ અને સૈન્ય જે રાખવું પડે છે તેનું ખર્ચ મોટી રેલવેનું ખર્ચ, અને દેશના ફાયદા માટેનાં બીજાં ખાતાંઓનું ખર્ચ, ઘણુંખરૂં અંગ્રેજ સરકારને ભોગવવું પડે છે. આમાં દેશી રાજ્યોને લાભ છે. કેમકે જો કે તેમને અંગ્રેજ સરકારને સંધિ પ્રમાણે થોડુંક નાણું—નજરાણા તરીકે—આપવું પડે છે તે તેમને બીજાં ખર્ચમાંથી મુક્ત કરેલા છે તે પેટે આપે છે. પરંતુ પરદેશીઓના હુમલા સામે ટકાવ કરવા તથા તેમનાથી દેશનું રક્ષણ કરવા માટે રાખવામાં આવતા લશ્કરના તથા બીજા થતા ખર્ચના ભાગ તરીકે તે નજરાણો અપાતો નથી.) (૪) દેશી રાજ્યો કે જાગીરો કાયમ રાખવાથી, પોતાનો મૂલક સાચવવા તથા તેમાં રાજ્ય ચલાવવાનો ખર્ચ દેશી રાજારજવાડાઓને માથે હોવાથી એ મોટા ખર્ચનો બોજો તથા બીજી મૂલકી જવાબદારીઓનો મોટો બોજો અંગ્રેજ સરકારને ખમવો પડતો નથી તે અંગ્રેજ સરકારને લાભ છે. (૫) જ્યાં સુધી દેશી રાજ્યો ઇંગ્રેજી રાજ્ય તરફ વફાદારી બતાવે છે તથા અરસપરસ થએલી સંધિની રૂએ ચાલે છે ત્યાં સુધી તેમને કોઇ પ્રકારનો અંગ્રેજ સરકારનો ડર નથી એ દેશી

રાજ્યોને મોટો ફાયદો છે. અને વધારામાં તેમને કોઇ પરદેશી શત્રુ સામે લડવાનું નથી. તેમજ કોઇ બળવા શમાવવાના નથી તેથી પોતાનાજ રાજ્યની સુધારણા માટે પોતાનો સઘળો વખત રોકી શકે તેમ છે. (૬) ઇંગ્રેજ સરકારની સલાહ અને રક્ષણથી દેશી રાજ્યોનો કારભાર ઘણોજ સુધર્યો છે, અને રૈયત આબાદ થઇ છે. (૭) દેશી રાજાઓ અંગ્રેજોને લીધે સ્વતંત્રતા અને ધર્મના છૂટાપણાના મૂળતત્વો શીખવા લાગ્યા છે. (૮) દેશી રાજ્યોનો કારભાર તપાસવાથી (પૂર્વ દિશાના વતનીઓ) આ દેશના વતનીઓની ટેવોને કેવો ફેરફાર અનુકુળ થઇ પડે છે તેની તેમને (ઇંગ્રેજી) સમજ પડવા લાગી છે.

## પ્રકરણ ૬—વડીસરકાર.

### હિંદના રાજ્ય બંધારણ ટુંકનું વર્ણન કરો?

**સમગ્ર**—આખું; સર્વ; મિશ્રિત.

**સમગ્ર દેશનાં કામકાજ**—આખા હિંદનો કારભાર.

હિંદના રાજ્ય બંધારણ × × × × × હશે=હિંદમાં કયા કયા ભાગ છે, તેમાં કોનું રાજ્ય છે તથા તેનો કારભાર કોણ કેવી રીતે કરે છે, તેની ઉપજ તથા વસ્તી કેટલી છે, વગેરેની હકીકત આપણે જાણી ગયા.

આખા રાજ્યના દેશી સંસ્થાનો અને અંગ્રેજી મૂલક એમ બે ભાગ પડેલા છે. દેશી સંસ્થાનોમાં અંગ્રેજ સરકારની

કેટલાક સલાહ લઇને દેશી રાજાઓ અમલ કરેછે. અંગ્રેજી મૂલકના ભાગ પાડી નાંખ્યા છે. શહેરો અને ગામડાંઓ એ-કઠાં કરી જીલ્લા કરવામાં આવ્યા છે. આ જીલ્લાના ઉપરી અધિકારીઓ ઉપર રાજ્યવહીવટનો ખરો આધાર છે. જી-લ્લાના અમલદારો પ્રાંતની સરકારનો હુકમ માને છે. પ્રાંતની સરકાર પ્રાંત ઉપર હુકમ ચલાવી—રાજ્ય ચલાવે છે. પણ જેમ એક પ્રાંતનો કેટલોક કારભાર મ્યુનિસિપાલીટીથી ચાલે છે અને કેટલોક સરકારી અધિકારીઓ ચલાવે છે, તેવીજ રીતે બ્રિટિશ હિંદનાં કેટલાંક કામો પ્રાંતિક અધિકારીઓ કરે છે, અને જે આખા દેશની પ્રજાના હિતનાં હોય છે તે વડી સરકારની સંમતિથી ચલાવાય છે. સઘળી પ્રાંતની સરકાર-ને વડીસરકારનું ઉપરીપણું માનવું પડે છે. અને જે કામો કરવાની સત્તા અને અધિકાર પ્રાંતની સરકારને હોય છે તેમાં વડી સરકાર હાથ ઘાલતી નથી. બંને સરકારો વચ્ચે (પ્રાં-તિક તેમજ વડી) આવી જાતનો ખુલ્લી રીતે ખુલાસો કરેલો હોવાથી રાજ્યવહીવટમાં કોઇપણ જાતની હરકત આવતી નથી. અરસપરસ આવી સમજુતી અને આવો સંપ ન હોવાથી મહાન્ અકબરે વારસામાં મૂકેલા મોટા રાજ્યનો અંત આવ્યો, મોગલ રાજ્યની પડતી આવી, હાકેમોએ વડી સરકાર સામે બળવા કર્યા ને રાજ્ય પાયમાલ કરી દીધું.

**વડી સરકારની શી જરૂર છે? દાખલા સાથે સમજાવો?**

આપણે જાણી ગયા કે મુલકી અમલદારો ઉપર પ્રાં-તના સરકારનો હુકમ ચાલેછે ને તેમના ઉપર વડી સર-

કારનો હુકમ ચાલે છે, એટલે મૂલકી અમલદારોને પ્રાંતિક સરકાર હુકમ આપે છે અને પ્રાંતિક સરકારને વડી સરકાર હુકમ આપેછે. પ્રાંતીક અને વડી સરકારની વચમાં મેળ હોવાની જરૂર છે. અને મેળને માટે કાનુની જરૂર છે, ને તે વડી સરકારનાજ કાનુની જરૂર છે. તેનાં ત્રણ કારણો છે. (૧) એક પ્રાંતના સરકારને બીજા પ્રાંતના સરકાર સાથે વાંધો પડે ત્યારે તેનું સમાધાન કરવા માટે અથવા તેનું નિરાકરણ કરવા માટે; (૨) પરરાજ્યો સાથે બધા પ્રાંતિક સરકારો વતી કામકાજ માટે; (૩) જુદા જુદા પ્રાંતોમાં અમલ ચલાવનારા અમલદારોના વહીવટને એક સરખો કરવા માટે. કોઇ વખત એમ પણ બને છે કે એક પ્રાંતનું હીત બીજા પ્રાંતના હિતની વિરૂદ્ધ હોય છે. ત્યારે કજીઓ ઉભો થવાનો સંભવ હોય છે તે કજીઆનું સમાધાન કરવાની જરૂર હોય છે-દાખલા તરીકે-એક પ્રાંત દરિઆ કિનારે હોવાથી તેનો વેપાર દરિઆમાર્ગે થાય છે, તો તેમાં આવતા જતા માલ ઉપર (ભારે કર અથવા ટોલ) જકાત મૂકી પોતાના પ્રાંતની ઉપજ વધારે છે. બીજો પ્રાંત સરહદ ઉપર આવેલો હોવાથી પોતાના એકલા માટે નહિ પણ આખા દેશના બચાવ માટે-દુશ્મન સામે લઢવાને-મોટું લશ્કર રાખી ભારે ખર્ચમાં ઉતરે છે. ત્રીજો પ્રાંત ઇશ્વરની કૃપાથી પુષ્કળ ઉત્પન્ન થએલો ઘણો પાક પડોશમાં જ્યાં ન પાક્યું હોય ત્યાં મોટી કિંમતે વેચે છે. આવાં આવાં કારણોમાં વડી સરકારની પ્રાંતિક સરકારો વચ્ચેની તકરારનો નિવેડો લાવવા

તથા સલાહ સંપથી એકબીજાને શી રીતે મદદ કરવી તે નક્કી કરવા ખાસ જરૂર છે. કેમકે પહેલો જણાવેલો પ્રાંત પોતાની ઉપજ વધારવા બીજા પ્રાંતોના વેપારને ભારે કરથી હરકત કરેછે. બીજો પ્રાંત દેશ સાચવવાને રાખેલા લશ્કરને લીધે થએલા ખર્ચમાં બીજા પ્રાંતોની પાસે ભાગ માગી શકેછે, કેમકે તેનો તે મેળવવાનો વ્યાજબી હક છે. ત્રીજો પ્રાંત જ્યાં દુકાળ પડ્યો હોય ત્યાં અથવા અનિયમિત વરસાદથી થોડું પાક્યું હોય ત્યાંથી ભારે કિંમત ઉપજાવી લાભ મેળવેછે. આવી જૂદી જૂદી રીતથી સર્વે પ્રાંતોએ એક બીજાને મદદ કરવી તે ઠરાવવાને વડી સરકારની જરૂર પડેછેજ.

વળી પરદેશી રાજ્યની સાથે લડાઇ કરવી હોય, વેપાર સંબંધી કે રાજ્ય સંબંધી કંઇ કોલકરાર કરવાના હોય, અને એક પ્રાંતનું હિત બીજા બધા પ્રાંતો કરતાં જૂદુંજ હોય પણ આ સલાહથી આખા હિંદને ફાયદો થતો હોય તો તે પહેલો કરવાનો છે. કેમકે જેની સાથે સલાહ થવાની છે તેતો આખા હિંદની વાત કરેછે અને અમુક પ્રાંતની સાથે વાત કરતો નથી. અને તેથી સરકારે સરકારની જરૂર છે. જેને આધીન પ્રાંતિક સરકારો રહેવા જોઇએ.

દેશની અંદરની વ્યવસ્થા માટે પણ સઘળા પ્રાંતો એકજ ધોરણે ચાલે અને સઘળે વ્યવસ્થાના એકજ ધારા હોવા જોઇએ. પ્રાંતિક સરકારને તો ફક્ત પોતાના પ્રાંતનોજ અનુભવ હોય છે અને તેમાંજ તેમનું હીત હોય છે; પરંતુ વડી સરકારને તો અમુક પ્રાંત ઉપરજ તેમનું હીત હોવું ન-

થી, અને અનુભવ સઘળા પ્રાંતોનો હોય છે તેથી જે બા-બતો ફક્ત પ્રાંતોનેજ લગતી હોતી નથી પણ આખા દેશ-ના હિતને માટે હોય છે તેમાં તેમની સલાહ જરૂરની હો-ય છે અને તેજ તેનું નિરાકરણ સારી રીતે કરી શકે.

## હિન્દની સરકારનું વર્ણન કરો ?

પ્રાંતિક સરકારો શિવાયના અમલદાર મંડળ "હિન્દની સરકાર" કહેવાયછે. તેમનો આખા દેશ ઉપર કાબુ હોયછે. એ મંડળમાં પાંચ વર્ષસુધી ઇંગ્લાંડથી મોકલેલા વાયસરોય અને ગ-વર્નર એ હોદ્દાનો અધિકારી મંત્રિ પ્રમુખ હોય છે. તેની મદદમાં એક કાઉન્સિલ એટલે ૭ મંત્રિઓની સભા છે. (એને એક્ઝિ-ક્યુટિવ કૌન્સિલ કહે છે. આ કૌન્સિલની સ્થાપના સન ૧૭૭૩ માં રેગ્યુલેટિંગ આકટ જે ઇંગ્લાંડની પાર્લામેંટે હિંદના રાજ્ય-કારભાર માટે વોર્ન હેસ્તિંગસના વખતમાં પસાર થયો હતો તેથી થઇ છે. એમાં વાયસરોય તથા બીજા ૭ સરકારી નોકરો સભાસદ હોયછે. એ સભા પરરાજ્યનાં તથા દેશની અંદર-ના કારભારનાં, વસુલાત, વિગ્રહ, જાહેર બાંધકામ, કેળવણી, વેરા વિગરે ખાતાનું કામ કરે છે.) (૧) હિન્દનો સેનાધિપ-તિ હિન્દના લસ્કરોનો ઉપરી (કમાન્ડર ઇન ચીફ); (૨) ધા-રાશાસ્ત્રી જે કાયદામાં પ્રવીણ હોય છે, તે કાયદા કરના-ર ખાતાનો ઉપરી છે. (૨) નાણાંખાતાનો મંત્રિ. એને ના-ણાં સંબંધી ગોઠવણ કરવાની હોયછે; (૪) મહેસુલખાતા-નો તથા મુલકી ખાતાનો ઉપરી; (૫) જાહેર બાંધકામ ક-રનાર ખાતાનો ઉપરી (પબ્લીકવર્ક્સ ડીપાર્ટમેન્ટનો ઉપરી); (૬)

લશ્કરીખાતાવાળો. એમ ૭ ખાતાનો એકેક સેક્રેટરીની કૌન્સિલ થએલી છે. આ શિવાય પરદેશ ખાતાનું કામકાજ કરવા એક પ્રદેશ ખાતુ ( ફોરીનડીપાર્ટમેન્ટ ) છે અને તેનો ચાર્જ વાયસરૉયના હાથમાંજ છે. વળી પ્રાંતના ગવર્નરોને જેમ કાયદા કરનારી ધારાસભા છે તેમ વાયસરોયને પણ ૭ મેમ્બરોની કાયદા ઘડનારી ધારા સભા મદદમાં છે. અને ઉપર જણાયેલા વાઇસરોયને મદદ કરનારા મંત્રીઓ આ ધારા સભામાં પણ મેમ્બર છે અને વાયસરોય એ સભાનો પ્રમુખ છે.

**પ્રાંતોની રાજધાનીઓ માટે કેવાં સ્થળની જરૂર છે? અસલના સમયમાં રાજ્યધાનીને કેવાં નામ આપતા ને હાલ કેવાં અપાય છે?**

વડી સરકાર જેને હિન્દની સરકાર કહે છે તેને રહેવા માટે કયું સ્થળ હોવું જોઇએ તે જોવાનું છે. પ્રાંતના સરકારની માફક અમુકજ સ્થળમાં હોવું જોઇએ એમ ધારવું એ ખોટું છે, કેમકે પ્રાંતિક સરકારને ફક્ત રાજ્યકારભાર ચલાવવાનો છે અને વડી સરકારને એ કારભાર ઉપર દેખરેખ રાખી કાબુ રાખવાનો છે એટલે બંને સરકારનાં કામો જૂદાં જૂદાં છે. પ્રાંતનો રાજ્યવહીવટ સારો ચાલે એટલાજ કારણથી પ્રાંતિક સરકારને પ્રાંતના લોકોના ઘાડા સહવાસમાં રહેવાની જરૂર છે એટલુંજ નહિ પણ ડીસ્ટ્રીકટના અમલદારોના સહવાસમાં રહેવાની જરૂર છે. પ્રાંતિક સરકાર લોકો તરફના વાયસરૉય આગળ એક મુખત્યાર (રીપ્રીઝેન્ટેટીવ) છે. તેટલા માટે તેમની રાજ્યધાની જે પ્રાં·

ત ઉપર તે રાજ્ય કરે છે તેમાં રાખવામાં આવી છે. આ પ્રાંતોમાં મુખ્ય શહેરોમાં મુખ્ય કોર્ટો (ચીફ કોર્ટસ, હાઇ કોર્ટસ) અને કચેરીઓ હોય છે. અને ત્યાં હુન્નરીઓ, વેપારી લોકો, યાંત્રિક વિદ્યાવાળાઓ અને જેમના ધંધા ઘણા લોકોના સમૂહમાં ચલાવવાની ઈચ્છા હોય છે તેમની પેઢીઓ હોવાથી મુખ્ય શહેરોમાં લોકો જથાબંધ આવી વસે છે. મહાન્ અકબર પાદશાહના સમયમાં પ્રાંતો (સૂબા) નાં નામ તેમાં આવેલા મુખ્ય શહેરોનાં નામ ઉપરથી પાડેલાં હતાં અને તે મુખ્ય શહેરોને વધારવા માટે અથવા તેમની શોભા અને દબદબો વધારવા પુષ્કળ ખર્ચ થતું તથા મહેનત લેવાતી. હાલના સમયમાં (ઇંગ્રેજી રાજ્યના સમયમાં) મુંબઇ અને મદ્રાસ એ બેજ પ્રાંતો છે, જેનાં નામ તેના મુખ્ય શહેરના નામ ઉપરથી પડ્યાં છે અને બીજા પ્રાંતોના નામ તો ભૂગોળ અથવા વસ્તીને લગતાં કાંઇ ખાસ બાબત ઉપરથી પડેલાં જણાયછે.

લાહોર, પંજાબ પ્રાંતનું મુખ્ય રાજ્યધાનીનું શહેર છતાં લાહોર પ્રાંત કહેવાતો નથી પણ પંજાબ પ્રાંત કહેવાયછે, એનું ખરૂં કારણ તેમાં આવેલી પાંચ નદી (પંચ+આબ)નું છે. વળી હાલમાં ફક્ત મુખ્ય નગરોની શોભા કે દબદબા ખાતર કે તેને આબાદ કરવાને માટે પૈસા ન વાપરતાં આખા પ્રાંતના ફાયદા માટે રેલવે નહેરો કે નવા રસ્તા કરવામાં– જુના રસ્તા સુધારવામાં નાણું ખર્ચેછે.

શહેરના નામ ઉપરથી પ્રાંતનું નામ ન પાડવાનું બીજું કારણ તો એ છે કે શહેરોને ચઢતી પડતીનો સંભવ છે.

એકાદ શહેરમાં કોલેરા, મરકી કે એવા ત્રાસદાયક રોગથી કે અન્ય એવાંજ કારણોથી ભાગી જવાનો સંભવ વધારે છે. ઉજ્જન, વીજાપુર, વિજયનગર વિગેરે શહેરો અસલના વખતમાં સૌથી નામીચાં તથા ઘણાંજ પૈસા તથા વસ્તિવાળાં હતાં. તેમની એ મોટાઇ જતી રહી છે. અને તેને બદલે બીજાં તે વખતમાં ન્હાનાં તથા નજીવા જેવાં હતાં તે આબાદીમાં આવ્યાં છે. અસ્તોદય સર્વને માથે છે. તેમ આજ ઉદય તેનો કાલ અસ્ત થાય. મુંબાઇ નગર પ્લેગને લીધે નાશ પામે. પણ ઇલાકો નાશ ન પામે. માટે શહેર ઉપર પ્રાંતનું નામ પાડવું એ ઠીક નથી.

**વાયસરોયની ઉન્હાળાની ડુંગરામાં આવેલી રાજ્યધાની માટે શું વિચાર બંધાય? અને વર્ષના બાકીના મહિનામાં એકજ સ્થળમાં રહેવાનું શું પ્રયોજન?**

એવું કહેવામાં આવ્યું છે કે વાયસરોયને તો રાજ્યના સઘળા ભાગોને કાબુમાં રાખવાનું તથા હુકમ આપવાનું કામ હોય છે. જે કામ દૂરથી અમુક રાજ્યધાની ઠરાવી તેમાં રહેવાની જરૂર નથી અને જે કામ તેને કરવાનું છે તે દૂરથી થઇ શકે તેમ છે. વળી સઘળા પ્રાંતિક સરકારના કામ ઉપર દેખરેખ રાખવાની હોવાને લીધે જ્યાંથી સઘળાને સરખી રીતે તપાસી શકાય તેવું સ્થળ હોવું જોઇએ. તેને મુશ્કેલાઇ ભર્યા, વિચાર કરવા જેવા ઘણા સવાલોનો નિર્ણય કરવાનો હોય છે તથા કે જેને માટે એકાંત સ્થળ, યુરોપી·

એનોને માફક આવે એવી ઠંડી ઋતુ વિગેરેની જરૂર છે એને એટલા માટે હીમાલયના ઢોળાવ ઉપરનું સિમલા ઉન્હાળાની ઋતુમાં વાયસરોયને રહેવાના સ્થળ તરીકે પસંદ કર્યું છે. વર્ષના બાકીના ભાગમાં તે કલકત્તામાં રહે છે—જે હિંદની રાજધાની તરીકે ગણાયલું છે. હિંદના બધા પ્રાંતોની સાથે સરખી રીતે સહવાસમાં આવવા માટે દરેક વર્ષે એકેક પ્રાંતની રાજધાનીમાં રહીને પ્રાંતની મુલાકાત લેવી, એવો કેટલાકનો મત છે પણ તેમાં ઘણી અડચણો નડે છે. કેમકે સરકારનાં દફતરો એક ઠેકાણેથી બીજે ઠેકાણે ને ત્યાંથી ત્રીજી જગાએ એમ ફેરવવામાં ભારે ખર્ચ થાય. દરેક જગાએ જૂદાં જૂદાં મકાનો બંધાવવાં પડે તેનો ખર્ચ થાય. તેથી હાલની ગોઠવણ સૌથી ફાયદાકારક માલમ પડી છે.

**વડી સરકારનાં કર્તવ્યો કેવી જાતનાં ને કેવાં છે?** વડી સરકારને બે જાતનાં કામ કરવાનાં છે. (૧) પોતાને તદ્દન ન કરવાનાં; (૨) પ્રાંતિક સરકારે કરેલાં કામો ઉપર થએલી અપીલો સાંભળવાનાં છે. એટલે કેટલાકમાં પોતે આગેવાન થઇને હુકમ કરે છે ને બીજી બાબતોમાં પ્રાંતિક સરકારે કરેલા કામને સુધારે છે, તેમને સલાહ આપે છે અને શી રીતે કામ કરવાં તે બતાવે છે.

**વડી સરકારને કરવાનાં કામના વર્ગ બતાવો?**

(૧) પરદેશ સંબંધી કામકાજ, લડાઇ, સંધિ અને એલચીઓની ગોઠવણો.

(૨) ખુશ્કી અને દરીઆઇ લશ્કર સંબંધી કામકાજ.

(૩) સમગ્ર રાજ માટે કાયદા ઘડવાનું કામ.

(૪) આખા દેશને માટે કર વેરા ઠરાવવાનું કામ.

(૫) કરજ તથા ચલણી નાણાંને લગતી બાબતો.

(૬) ટપાલ, તાર અને રેલવે સંબંધી કામકાજ.

(૭) પરદેશ જતા મજૂરોના રક્ષણનો બંદોબસ્ત.

(૮) ખાણોને લગતાં કામકાજ.

**કામોનો બીજો વર્ગ**—આખા રાજ્ય સંબંધી કામકાજ, કાયદા કરવા સંબંધી અને પ્રાંતિક સરકારોના ખર્ચ સંબંધીનું કામકાજ છે. પ્રાંતિક સરકારે અથવા તેમના કોઇ અધિકારીએ કોઇ માણસને પોતાને ખાનગી અથવા લોકોપયોગી કામમાં અન્યાય આપ્યો હોય તો તેની અપીલ લોકોની જાણને માટે બહાર પાડેલા નિયમોને અનુસરી કરી હોય તો તે અપીલ સાંભળવાનું પણ તેમનેજ છે. અપીલો સાંભળવા ઉપરાંત તેમને લશ્કરી અને મુલકી વહીવટ ઉપર પણ દેખરેખ રાખવાની છે, તેના ઉપર અંકુશ રાખવાનો અને તેમને ઘટતો હુકમ પણ આપવાનો તેમનેજ છે.

પ્રાંતિક સરકારને ઘણી સત્તા આપેલી છે પણ તેમનાં કામકાજોમાં હમેશાં તેમને સુધારા વધારા કરવાના હોયછે.

**વડી સરકારના કામનો બહોળો વિસ્તાર**—હિંદના આખા રાજ્યમાં કામ કરવાને જૂદા જૂદા અધિકારીઓમાં ઘણી સરસ વહેંચણી કરવામાં આવી છે. ફક્ત વાયસરૉય અથવા ગવર્નર જનરલને કામ વધારે છે.

(૧) એમને પરદેશી રાજ્યોનું કામ હોયછે એટલે કે પ-

ડોશના રાજ્ય સાથે કેવી રીતનો સંબંધ રાખવો, કેવી રીતની સલાહ કરવી અથવા હિંદના ફાયદા અર્થે કેવી જાતની લડાઇ કરવી તે વિચારવાનું હોયછે. હિંદનો સિમાડો એકતરફ અરબસ્તાનથી તે મીકોંગ નદી સુધી છે. અને તેથી વધારે જોઇએ તો આફ્રિકાના સોમાલી કાંઠા ઉપરના આબિસિનિયા સુધી છે. પડોશમાં ફ્રાન્સ, તુર્કસ્તાન, ઇરાન, ચીન, અફ્ઘાનીસ્તાન અને સિયામનાં રાજ્યો આવેલાં છે. હિંદુસ્તાનને નુકશાન ન થાય તેવી રીતે આ રાજ્યો સાથે સંબંધ જાળવવો એ ઘણું મહત્વનું અને કઠણ કામ છે. અને તેથીજ ઇંગ્લાંડ અને હિંદના લાભની ખાતર હિંદની રાજનીતિની સઘળી દોરી વડીસરકારના હાથમાં રાખવાની જરૂર છે. વળી જે આવી રાજનીતિનો અમલ કરે તેના હાથમાં સઘળાં સાધનો તેમજ લઢાઇ અને તે વખતે દેશના બચાવ માટે જોઇતાં સાહિત્યોની જરૂર તે પણ હોવાં જોઇએ; દરિયાઇ અને ખુશ્કીનાં લશ્કરો પણ તેનીજ સત્તા નીચે હોવાં જોઇએ; કેમકે તે શિવાય તેનો ધારેલો વિચાર બર આવી શકે નહીં. વળી સલાહના વખતમાં એટલે શાંતિ વખતે તેમનાં હથીઆરો તથા લઢાઇનો સરંજામ પણ તેની દેખરેખ નીચે હોવાં જોઇએ, જેથી કરીને હુકમ મળતાંજ લઢાઇ કરવાને તૈયાર હોઇ શકે. અને ગભરાટ કે ઢીલ થાય નહીં.

કાયદા કે વેરા કરવાની બાબતમાં પણ એજ ધોરણ છે. ગવર્નરોની કૌંસિલો (પ્રાંતોની ધારાસભાઓ) જે કાયદા ઘડે છે તેવા કાયદા કરવાની સત્તા ગવર્નર જનરલની સ·

બાને પણ છે. પરંતુ નાણાં સંબંધી, ફોજદારી દીવાની અદાલતોના કામના, જેલ ( બંધીખાના ) ને લગતા કાયદા જે આખા હિંદને સરખી રીતે લાગુ પડે તેવા કાયદા અને દક્ષિણના ખેડૂતોના છૂટકારાના (ડેકન રીલીફ એક્ટ) કાયદા તો ગવર્નર જનરલની ધારા સભા કરે છે. વળી જે કાયદાથી નવાં મૂળતત્વોની અજમાયશ કરવાની હોય છે તેવા અને જે પ્રાંતોને કાયદા ઘડનારી સભા નથી તેમના કાયદા પણ તેજ ઘડે છે.

આખા રાજ્યનો આધાર પૈસા ઉપર છે અને તે ઘણું મહત્વનું છે તેથી પૈસા ઉઘરાવવાનાં (વેરા—કર નાંખવાનાં) સાધનો વડી સરકારે પોતાને હાથ રાખેલાં છે, રાજ્ય ઉપર કર નાંખવાના કાયદા તે ઘડે છે અને દરેક પ્રાંતને ઉપજના ભાગ મુકરર કરી આપે છે, ક્ષેત્રફળ ઉપર નાંખવાના કરનો આંકડો તે ઠરાવી આપે છે. ઉપજ ખર્ચનો હિસાબ પણ તેજ રાખે છે, અને ખર્ચ ઘટાડી શકાય અને રાજ્યની સ્થિતિ સારી રહે તે માટે માસિક હિસાબ પણ તપાસે છે. કોઇપણ પ્રાંતની સરકાર તેમની મંજુરી શિવાય પોતાના પ્રાંત ઉપર કરજ કરી શકતી નથી અને નાણાં સંબંધી કઠણ કામનો નિકાલ પણ વડી સરકાર પોતેજ કરે છે. વળી દેશમાંનાં નાણાંના ચલણ સંબંધી સર્વ સત્તા તેને પોતાનેજ છે. ટપાલ, તાર અને રેલવે જે હિંદના દરેક ભાગમાં છે તેની પણ તે દેખરેખ રાખે છે. એક પ્રાંતના સરકારને બીજા પ્રાંતની હકીકત હકૂમત નીચેનો ન હોવાથી જોઇતી માહીતી મળે

નહીં તેથી તેની આખા રાજયમાંથી અને રાજ્ય બહારથી મેળવેલી હકીકત, લખાણો અને આંકડાઓ ઉપરથી કરવાનાં કામો પણ તેનેજ કરવાનાં હોય છે.

વેપારની સ્થીતિ, વાયુ સંબંધી હકીકત, ભરતી અને વરસાદની હકીકત એ સર્વે હકીકત એ પોતેજ મેળવે છે. દેશની અંદર ખનિજ પદાર્થ કાઢવા સંબંધી સરતો કરવાનું પણ તેનેજ છે. આ ઉપરાંત સઘળી જાતના દાવાઓ (કેસો) જે અપીલ થઇને ત્યાં આવે છે તેનો પણ ચુકાદો આપેછે,

**પ્રાંતો જોડે કરાર**—રાજ્ય ઉપર કર નાંખવાની સત્તા વડી સરકારને છે. જો પ્રાંતિક સરકારને તેમની સત્તડમાં આવે તેમ કર નાંખી પૈસા વસુલ કરવાનું સોંપ્યું હોત તો જૂદી જૂદી જગાએ વત્તા ઓછા કર પડત અને કરનું એક સરખું પ્રમાણ ન હોત અને તેથી પ્રજાને ફર્યાદ કરવાનું કારણ મળત. તેથી વડી સરકાર કર નાંખે છે ને તેમાંથી જોઇતાં નાણાં પોતે રાખી બાકીનાં પ્રાંતોમાં ખર્ચ માટે વહેંચી આપે છે, લૉર્ડ મેયોના પહેલાં પ્રાંતિક સરકારોને વડી સરકારની ધ્યાનમાં આવે તેટલી રકમ ખર્ચ માટે મળતી. જ્યારે આવી અપાયલી રકમ ખર્ચાઇ જતી ત્યારે પ્રાંતિક સરકારો વડી સરકારને બીજી રકમ આપવા અરજ કરતા. ત્યારે તેમને જો પૈસાની છૂટ હોય તો અથવા તેમનો હક્ક કે નશીબ હોય તોજ મળતી. તેથી જો કે પ્રાંતિક સરકાર વડી સરકારવતી વેરા અને મહેસૂલ ઉઘરાવતી પણ ઉપજ વધારવા કે કરકસર કરી તે-

મને અપાયલી રકમમાંથી કંઇ બચાવવા પ્રયત્ન થતો નહિ અને જે રકમ અપાતી તે સઘળી ખર્ચાતી. લોર્ડ મેયોએ એ રીતમાં સુધારો કર્યો. આ સુધારાથી પ્રાંતિક સરકારની સાથે અમુક વરસનો કરાર કરવામાં આવેછે અને મહેસૂલ, જંગલખાતાની આવક, સ્ટામ્પ, જકાત, બીજા કર અને ઉપજમાંથી અમુક હિસ્સો મળે છે. આથી પ્રાંતિક સરકારને કર ઉઘરાવવામાં તથા ઉપજ વધારવામાં સ્વાર્થ રહે છે અને કરકસર કરી પૈસા બચાવવા મહેનત કરે છે. આથી બે ફાયદા છે. (૧) આ પ્રમાણે બચાવેલું નાણું જાહેર બાંધકામ પાછળ અને પોતાના પ્રાંતની વસ્તીને ફાયદો થાય તેવાં કામો પાછળ ખર્ચે છે. (૨) વડી સરકારે એક વખત કરેલા કરાર ઉપરાંત જૂદા જૂદા પ્રાંતોના વધારે નાણાં માટે માગણીનો નીકાલ કરવાનો રહેતો નથી.

**ખાતાં**—જેમ એક ઘડીઆળ ઘણાં ચક્રોથી ચાલે છે અને દરેક ચક્ર પોતાનું કામ કરે છે તેમ હિંદ રાજ્યનો કારભાર પણ ઘણાં ખાતાંથી ચાલે છે. અને તેથી "ખાતાંશાહી" એવું નામ આપવામાં આવે છે. દરેક ખાતુ પોતપોતાનું કામ એક સરકારની દેખરેખ નીચે કરે છે. જૂદા જૂદા ભાગ જૂદા જૂદા માણુસોને સોંપવામાં આવ્યા છે. દેશી રાજ્યમાં આથી ઉલટું હોય છે તે સર્વે ખાતાં દીવાનના હાથમાં; કાયદા તે બનાવે ને અમલ પણ તેજ કરે. રાજ્યમાં જે કાંઇ થાય તે તેની અને રાજાની મરજી પ્રમાણેજ થાય. બ્રિટીશ હિંદમાં જોકે સઘળા જરૂરના કામમાં વડી

સરકારની સત્તા હોય છે તોપણ રાજ્યકારભારની રીત દેશી રાજ્યથી તદ્દન ઉલટીજ છે. રાજ્યકારભાર ગવર્નર જનરલ અને તેની કાઉન્સિલના અગર ગવર્નર અને તેની કાઉન્સિલના હસ્તક છે. જુદાં જુદાં ખાતાં આ કાઉન્સિલના મેમ્બરોને હસ્તક છે. અને ખાતાંના મોટા મહત્વના સવાલોજ માત્ર કાઉન્સિલમાં રજુ થાય છે. અને ત્યાં તકરાર થઇને તેનો નિકાલ લાવે છે. પરંતુ લેફટેનન્ટ ગવર્નર કે ચીફ કમિશનર જેને આવી કાઉન્સિલ નથી તેને જે ખાતાનું કામ હોય તે તે ખાતાના સેક્રેટરીની સલાહથી કરવાનું હોય છે. કરકસરને માટે બે અથવા વધારે ખાતાં એક સેક્રેટરીના હસ્તક રાખવામાં આવ્યાં છે. વાયસરૉય સાથે સાત ઉપરીઓના હસ્તક સાત ખાતાં રાખવામાં આવ્યા છે. લશ્કરી ખાતાને ખુશ્કી અને દરિયાઇ ફોજના ખાતાનો ચાર્જ છે, નાણુંખાતાવાળાને નાણાના કામ ઉપરાંત પોસ્ટ ઓફિસ, તાર, અફીણુ વેરો, મીઠાની ઉપજ સંબંધી, ટંકશાળ, ચલણુ સંબંધી, વેપાર અને ધંધા સંબંધી કામ સોંપ્યું છે.

**પોલીટીકલ ખાતુ કોને કહેવુ ?—**

વાયસરૉયને પરદેશ ખાતાનું, દેશી રાજ્યો સંબંધીનુ કામ છે. પ્રાંત સરકારના હાથ નીચે જે ખાતું દેશી રાજ્યો સંબંધી કામકાજ કરે છે તેને પોલીટીકલ ખાતું કહેછે.

તેને રાજ્યક્રિય બાજી પણુ કહેછે.

**ધારાખાતાને કયાં કયાં કામો કરવાનાં હોયછે?**

ધારાખાતાને કાયદા કાનૂનોને લગતાં સર્વે કામો કરવાન

હોય છે અને બીજાં ખાતાંને કાયદા સંબંધી કામકાજમાં સ- લાહ આપવાની હોય છે.

## મુલકીખાતુ શું કામ કરે છે?

મુલકીખાતું જેને અંગ્રેજીમાં "હોમ ડીપાર્ટમેન્ટ" કહે છે તેને કેળવણી; વૈદક, આરોગ્યતા સંબંધી ન્યાય સં- બંધી, ધર્મસંબંધી, પોલીસ (પ્રજાની સલામતી સંબંધી); જેલ (તુરંગ-બંધીખાનાં) સંબંધી અને મ્યુનિસિપાલીટી (સુ- ધરાઇખાતા) સંબંધી કામ કરવાનાં હોયછે.

**મહેસૂલ ખાતાનું (રેવન્યુ ડીપાર્ટમેન્ટનું) શું શું કામ હોય છે?** મહેસૂલ ઉઘરાવવાનું, જમીનની આપણી કરવાનું, શા- સ્ત્રીય તપાસણી સંબંધી જંગલો સંબંધી; નવી શોધોના પરવાના સંબંધી (નવી શોધ કરી હોય તે શોધ તેવીને તેવી શોધ કરનાર સિવાય બીજો કરી શકે નહિ અથવા બહાર પાડી શકે નહિ; જેમકે એક ચોપડી લખી હોય તો તેજ ચોપડી બીજો માણસ છપાવી શકે નહીં. આ જે પરવાનો તેને "કોપીરાઇટ" કહેછે અને અમુક ચીજો, સંચા ઇ. નો પરવાનો તેને "પેટન્ટ" કહેછે.) પરદેશ જતા માણસોના બંદોબસ્ત સંબંધી, હવાના વર્તારા (અમુક સ્થળે વાવાઝોડું થયું, બેરોમીટર (હવામા- પકયંત્ર)માં આટલો પારો ચઢેછે, હવા ઠંડી છે ઇ૦), સંગ્ર- હસ્થાનો સંબંધી (જૂદા જૂદા ગામમાં બનતી ચીજો, જૂદા જૂદા સ્થળનાં પ્રાણીઓ,) જોવા માટે રાખવામાં આવતાં સ્થળો, પ્રદર્શનો સંબંધી (આખી દુનિયામાં બનતી ચીજો

સરસમાં સરસ હોય તે લોકોના દેખાવ માટે મુકાવી, સરસ ને નવીન હોય તેને ઇનામ ઇ૦ આપવાં તે ૪૦ ) અને રીલીફવર્ક ( દુકાળથી પીડાતા લોકોને આશ્રય આપવા કાઢેલાં કામો ) નો વહીવટ ૪૦ સોંપવામાં આવેલાં છે તેનાં કામકાજ કરવાનાં હોય છે.

**જાહેર બાંધકામ ખાતાને (પબ્લીકવર્કર્સ ડીપાર્ટમેન્ટ) શું કામ કરવાનું હોય છે?**

આ ખાતાને રસ્તા, રેલવે, પાણીની નહેરો ( ખેતરોમાં પાણી પુરૂં પાડવાનું કામ ) સંબંધી, સરકારી અને જાહેરાંત મકાનો, ૪૦ કામ કરવાનું છે.

**હિન્દનો વજીર**—(સેક્રેટરી ઑફ સ્ટેટ ફોર ઇન્ડિયા. હિંદ માટેનો સેક્રેટરી ઑફ સ્ટેટ.)

**વડી સરકાર** (વાઇસરૉય) જો કે સર્વોપરી છે તોપણ તે વિલાયત (ઇંગ્લાંડ) ના શહેનશાહની સ્ટેટ કાઉન્સિલના કાબુ નીચે છે. સને ૧૮૫૮ માં ગ્રેટબ્રિટન (ઇંગ્લાંડ, વેલ્સ અને સ્કોટલાંડ ) અને આયર્લાન્ડની પાર્લામેન્ટે હિંદુસ્તાનમાં સારૂં રાજ્ય ચલાવવા ઇસ્ટઇન્ડિયા કંપની અને ડાયરેકટરોની સભાનો અખત્યાર મહારાણીના એક વજીરને સોંપ્યો, અને તેની મદદમાં એક કાઉન્સિલ (મંડળ) આપ્યું. આ વજીર હિંદના કોઇપણ અમલદારને હુકમ કરે ને નોકરી ઉપરથી ખસેડી પણ શકે. હિંદમાં વાયસરોય મદ્રાસ ને મુંબાઇના ગવર્નરોની, હાઇકોર્ટના જડજોની અને એવા બીજા મોટા અમલદારોની નિમણુંકો કરવામાં શહેનશાહને સલાહ પણ તેજ આપે છે.

વળી નિમણુકો ઉપરાંત દેણુગી, માલ મિલકત અને કરો કરવા બાબત પણ વજીર અને તેના મદદનિશોને અધિકાર આપ્યો છે. તે હિંદની ઉપજમાંથી થતો હિંદની અંદર તથા બહારના ખર્ચ ઉપર કાબુ રાખે છે. આ પ્રમાણે નાણાં સંબંધી સર્વ સત્તા આ વજીરના હસ્તક છે અને તેને તેના મંડળમાંના અડધા ઉપરાંત મેમ્બરોની કામકાજમાં સંમતિ મેળવવી પડે છે. હિંદનો ઉપજ ખર્ચનો હિસાબ અને હિંદની સમૃદ્ધિ તથા નીતિને લગતી હકીકત સંબંધી રીપોર્ટ પાર્લામેન્ટમાં રજુ કરેછે. અને આ સઘળી હકીકત વાયસરૉયને આંકડા અને હેવાલ સાથે મોકલવી પડેછે. હિંદના લશ્કરને કોઇ સાથે લઢવાનો હુકમ પાર્લામેન્ટને જણાવીને આપવામાં આવે છે પણ હિંદ ઉપર જો હુમલો થયો હોય ને તે સમે લશ્કરને મોકલવું પડે તો અને તેમાં હિંદની ઉપજમાંથી ખર્ચ કરવું પડે તો તે સંબંધી પાર્લામેન્ટની બન્ને (સભા હાઉસ ઑફ્ કૉમન, અને હાઉસ ઑફ્ લોર્ડસ)ની પરવાનગી લેવી પડતી નથી. વાયસરોય અથવા પ્રાંતિક ધારાસભા જે કાયદા ઘડે ને તે વાયસરોય પાસ કરે તે બધા હિન્દી વજીરને જાહેર કરવા પડેછે. અને જો રાણી સરકાર નામંજુર કરે તો તે વજીર અને તેની કાઉન્સિલની મારફત જણાવવામાં આવેછે. વળી હિન્દી વજીર સિવિલ સર્વિસ કમિશનરો (જેમને સિવિલ સર્વિસ પરીક્ષાઓની વ્યવસ્થા કરવાની છે)ની સલાહથી ઉમેદવારો દાખલ કરવાના ધારા કરેછે. હિન્દી વજીરનું સલાહકાર મંડળ (કાઉન્સિલ) હિં-

દમાંથી પેનશન ઉપર ગયેલા ગૃહસ્થોનું બનેલું છે. હિન્દી વ. જીર, સંયુક્ત રાજ્યનો *કારભાર કરનાર પ્રધાન મંડળમાંનો એક છે અને આ સંયુક્ત રાજ્ય બંધારણથી, લોક મતથી અને ન્યુસપેપરોથી હિન્દના કારભાર ઉપર અંકુશ મૂકાય છે, તેથી અધિકારીઓ પોતાની સત્તાનો ગેરઉપયોગ કરી શકતા નથી.

* બ્રિટિશ રાજ્યપદ્ધતિ માટે જુઓ ભરતખંડના ઇતિહાસનો સરળ વિવેચ. શ. ગો. કૃત કિં. ૦-૪-૬.